રચનાર
હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

# શ્રી વસંત-વિલાસિકા.

પ્રગટ કરનાર
હોરમસજી જમસેદજી.

સુરત

"ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસ.

કિંમત ૦-૮-૦

श्री

# વસંત-વિલાસિકા.

## પ્રસ્તાવના.

જેને મેં "**નવીન**" અને "જૂની" **પદ્ધતિ** કહી છે તેનું આમાં મિશ્રણ છે. **સંસ્કૃત કાવ્યોમાંનાં યમકાદિ કાવ્યોનો**, હાલના **નાટકોના રાગોનો, અને** વર્તમાન **શૈલીનાં** પદ્યોનો, આમાં યોગ થયેલો છે. **આર્યજ્ઞાનવર્દ્ધક** માસિકમાં આ ઉપરૂપકના છુટાં છુટા ભાગ પ્રકટ કરવામાં આવ્યા હતા—અને "કુંજ વિહાર"માં આ "વિલાસિકા"નો અંતર્ભાવ કરવો ધાર્યો હતો. પણ તેના "વિલાસો"નો અતિ વિસ્તાર થવાથી, અને તે બધા પદ્યમય છતાં, આમાં ગદ્ય ભાગ હોવાથી, તેને સ્વતંત્ર રૂપ અને સ્થાન આપવામાં આવ્યું છે. એક વખતે, **સંસ્કૃત સાહિત્ય** શાસ્ત્રના નિયમને અનુસારે, રૂપક અને ઉપરૂપક રચવા ધાર્યાં હતાં, તેમાં "**વ્યાયોગ**" "**આર્યોત્કર્ષ**"નો, "અંક" વિક્રમોદય અથવા ઉત્તર ભર્તૃહરિ"નો થયા પછી, આ "વિલાસિકા" રચાઈ છે. "અવિદ્યાવતી દાહ"નો "ડિમ", "જયંત શૃંગાર"નું "પ્રકરણ", "સુવર્ણમૃગ અથવા સીતા સંતાપ" આદિ "નાટક" હજૂ અપૂર્ણજ છતાં, આ મહાપ્રારંભ થઇ ગયો છે. તેની પરિપૂર્ણતા, અવકાશ અને સ્ફુરણાને આધીન છે. તે કોઇવાર પાર પડો! પણ હાલ તો આજ ઉપહાર થાય છે. લોકરૂચિથી ઉત્તેજન મળશે તો બધા ઉત્સાહો પૂર્ણ થશે. "વિલાસિકા"નું લક્ષણ, "સાહિત્ય દર્પણ"થી વાચક વિચાર-ગોચર કરી લેશે ~~તે આશાથી, તે અહિં આપ્યું નથી~~. અને તેમાંથી એ સ્ખલિતો હશે તે તેઓ ક્ષમા કરી સુધારી લેશે.

નવસારીઃ સં. ૧૯૫૧
આષાઢ વદિ ૭ રવિવાર.

**હરિલાલ હર્ષદરાય ધ્રુવ.**

श्री

# વસંતવિલાસિકા.

## વિલાસિકાલક્ષણ.

शृंगार बहुलैकांका दशलास्यांगसंयुता ।
विदूषक विटाभ्यां च पीठमर्दैनभूषिता ॥
हीनागर्भविमर्षाभ्यां संधिभ्यां हीननायका ।
स्वल्पवृत्ता सुनेपथ्या विख्याता सा विलासिका ॥

" એ **વિલાસિકા** વિખ્યાત છે કે બહુ ભાગે શૃંગાર **રસથી ભરેલી** (હોય), એક અંકવાળી (હોય), લાસ્યના દશ અંગવાળી (હોય), **વિદૂષક**, **વિટ**, અને **પીઠમર્દથી** શોભાયેલી (હોય) **ગર્ભ** અને **વિમર્ષ સંધિથી હીન** (હોય) અને **નાયકથી હીન** (હોય) સ્વલ્પ વસ્તુવાળી (હોય), સારા નેપથ્ય-વાળી (હોય.)"

(સાહિત્ય દર્પણ પરિચ્છેદ. ૬. કારિકા ૫૫૨.)

केचित्तत्र विलासिकास्थाने "लासिकेतिपठंति तस्यास्तु दुर्म्मल्लिकायामन्तर्भावइत्यन्ये ।

" કેટલાક તેમાં **વિલાસિકાને** ઠેકાણે "**લાસિકા**" એમ કહે છે. તેનો તો **દુર્મલ્લિકામાં** સમાસ થાય છે એમ બીજા કહે છે." (એજ.)

## लास्यांगान्याह

१०४ गेयपदं स्थितपाठ्चमासीनं पुष्पगंडिका ।
१ २ ३ ४
प्रच्छेदक स्त्रिगूढं च सैंधवाख्यं द्विगूढकं ॥
५ ६ ७ ८
उत्तमोत्तमकं चान्यदुक्तप्रत्युक्तमेवच ।
९ १०
लास्ये दशविधंह्येतदंगमुक्तंमनीषिभिः ॥

"લાસ્યના અંગ કહે છે.

"(૫૦૪) ગેયપદ, સ્થિતપાઠ્ય, આસીન, પુષ્પગંડિકા, પ્રચ્છેદક, ત્રિગૂઢ, સૈંધવનામનું, દ્વિગૂઢક, ઉત્તમોત્તમક, અને બીજું ઉક્તપ્રત્યુક્ત. આ દશ પ્રકારના અંગ **લાસ્ય**માં વિદ્વાન માણસોએ કહ્યાં છે."

अत्रच

૫૦૫ तंत्रीभांडंपुरस्कृत्योपविष्टस्यासंनेपुरः

शुष्कंगानंगेयपदं

यथा **गौरी**गृहे वीणांवादयंती **मलयवती**

उत्फुल्लकमल केसर परागगौरद्युते मम हि **गौरी** ।

अभिवांछितं प्रसिध्यतु भगवति युष्मत्प्रसादेन ॥

"અને આમાં

(૫૦૫) "આસન ઉપર બેઠેલાનું તંત્રીવાદ્ય આગળ કરીને સૂકું ગાવું તે **ગેયપદ**

"જેમ ગૌરી મંદિરમાં વીણા વગાડતી **મલયવતી**.

"હે **ભગવતિ ગૌરિ**! ખીલેલા કમળતંતુના પરાગ જેવી ગૌર પ્રકાશવાળાં! તમારી કૃપાથી મારૂં મનોવાંછિત પૂર્ણ થાવ."

૫૦૬ स्थितपाठ्यंतदुच्यते ।

मदनोत्तापितायत्र पठति प्राकृतंस्थिता ॥

**अभिनवगुप्तगुपादास्त्वाहुः**। उपलक्षणंचैतत्। क्रोधोद्भ्रांतस्यापिप्राकृतपठनं स्थितपाठ्यमिति"

(૫૦૬) "તેને **સ્થિતપાઠ્ય** કહેવાય છે કે જેમાં બેઠી બેઠી મદનથી તપી ગયેલી પ્રાકૃત બોલે છે.

"**અભિનવગુપ્ત** તો કહે છે કે "ઉપલક્ષણ આ છે. 'ક્રોધથી ગાંડા થયેલાનું પણ પ્રાકૃત બોલવું "**સ્થિતપાઠ્ય**" છે."

૫૦૭ निखिलातोद्यरहितं शोकचिंतान्विताबला ।

सुप्रसारितगात्रं यदासीदासीनमेवतु ॥

अतोद्यमिश्रितंगेयं छंदांसिविविधानिच ।

स्त्रीपुंसयोर्विपर्यासचेष्टितं पुष्पगंडिका ॥
अन्यासंगंपतिंमत्वा प्रेमविच्छेदमन्युना ।
वीणापुरःसरंगानं स्त्रियाःप्रच्छेदकोमतः ॥
स्त्रीवेषधारिणांपुंसां नाट्यं श्लक्ष्णं त्रिगूढकं ।

यथामालत्यां मकरंदः । एषोऽस्मि मालती संवृत्तः ।

(૫૦૭) "જેમાં શોક અને ચિંતાથી ભરેલી અબળા સારી રીતે ગાત્ર પ્રસારીને અને બધા અતોદ્યરહિત બેસે તે **આસીન.**

"સ્ત્રી અને પુરૂષનું વિપર્યાસથી ચેષ્ટિત (તે) **પુષ્પગંડિકા.**

"પોતાનો પતિ બીજામાં આસક્ત છે એમ માનીને પ્રેમના ભંગના કોપથી વીણા સાથે સ્ત્રીનું ગાવું **પ્રચ્છેદક** કહેવાય છે.

"સ્ત્રી વેષધારી પુરૂષોનું સુંદર નાટય તે **ત્રિગૂઢક.**

"જેમ **માલતીમાં મકરંદ** (કહે છે કે) "આ હું **માલતી** થયો."

९०८ कश्चनभ्रष्टसंकेतः सुव्यक्तकरणान्वितः ।
प्राकृतंवचनंवक्ति यत्रतत्सैंधवंविदुः ॥
करणं वीणादिक्रिया ।

(૫૦૮) "કોઇ માણસ સંકેતથી ચૂકેલો, સુવ્યક્ત કરણવાળો, જેમાં પ્રાકૃત વચન બોલે તે **સૈંધવ** કહે છે.

"કરણ (એટલે) વીણાદિ ક્રિયા."

९०९ चतुरश्रपदंगीतं मुखप्रतिमुखान्वितं ।
द्विगूढंरसभावाढ्यमुत्तमोत्तमकं पुनः ॥
कोपप्रसादजमधिक्षेपयुक्तंरसोत्तरं ।
हावहेलान्वितं चित्रश्लोकबन्धमनोहरं ॥
उक्तिप्रत्युक्तिसंयुक्तं सोपालंभमलीकवत् ।
विलासान्वितगीतार्थमुक्तप्रत्युक्तमुच्यते ॥

स्पष्टान्युदाहरणानि ।

(૫૦૯) "ચતુરસ્ર પદવાળું, મુખપ્રતિમુખવાળું ગીત, અને ભાવથી ભરેલું તે દ્વિગૂઢ.

"પણ ઉત્તમોત્તમકતો કોપ અથવા પ્રસાદથી થયેલું, ઠપકાથી સંયુક્ત, અપૂર્વ રસવાળું, હાવ અને હેલાથી અન્વિત, જુદા જુદા શ્લોકની રચનાથી મનોહર (હોય તેજ.)

"ઉક્તિપ્રત્યુક્તિવાળું, માણ માણ જેવું, ઠપકાવાળું, વિલાસથી યુક્ત ગીતના અર્થવાળું, ઉકતપ્રત્યુકત કહેવાય છે.

"ઉદાહરણો ૨૫૯ (જ છે.)"

(સાહિત્ય દર્પણ પરિચ્છેદ ૬.)

## अथप्रसंगादेतेषांसहायानाह ।

७६ दूरानुवर्तिनिस्यात्तस्य प्रासंगिकेतिवृत्तेतु ।
किंचित्तद्गुणहीनः सहायएवास्यपीठमर्दाख्यः

तस्यनायकस्य बहुव्यापिनिप्रसंगसंगतेइतिवृत्तेऽनन्तरोक्तैर्नायकसामान्यगुणैः किंचिदूनः पीठमर्दनामा सहायोभवति । यथारामचंद्रादीनां सुग्रीवादयः ।

"હવે પ્રસંગથી તેમના સહાય કહે છે.

(૭૬) "તેના દૂરાવર્તિ અને પ્રાસંગિક ચરિતમાં તેનાથી કંઇક કમી ગુણવાળો તેનો મદદગાર તે પીઠમર્દ

"તેનો (એટલે) નાયકનો; (દૂરાવર્તિનિ એટલે) બહુ વ્યાપ્તિવાળા; (પ્રાસંગિક એટલે) પ્રસંગમાં મળેલા ઇતિવૃત્ત (એટલે ચરિત) માં હવણાજ કહેલા નાયકના સામાન્ય ગુણથી કંઇક ઉણો પીઠમર્દ નામે સહાય (મદદગાર) છે. જેમ રામચંદ્રના સુગ્રીવ વિગેરે."

## अथशृंगारसहायाः ।

७७ शृंगारस्यसहाया विट चेट विदूषकाद्याःस्युः ।
भक्ता नर्म्मसु निपुणाः कुपितवधूमानभंजनाःशुद्धाः
आदिशब्दान्मालाकाररजकतांबूलिकगांधिकादयः

"હવે શૃંગારમાં મદદગાર.

(૭૭) "શૃંગારના મદદગાર વિટ, ચેટ, વિદૂષક વિગેરે હોય. (તે) ભક્તિવાળા, નર્મ્મ (ટોળ) માં નિપુણ, રિસાયલી નાયિકાનું માન તોડનારા (ઉતારનારા), શુદ્ધ (હોય.)

" આદિ શબ્દથી માળી, ધોબી, તંબોળી, ગાંધી વિગેરે (સમજવા)."

तत्रविटः

७८ संभोगहीनसंपद्व विटस्तुधूर्तःकलैकदेशज्ञः ।
वेशोपचारकुशलो वाग्मीमधुरोऽथबहुमतोगोष्टयाम् ॥

चेटःप्रसिद्धएव ।

" તેમાં **વિટ.**

(૭૮) " સંભોગહીન સંપદ્ (બાયલો), ધૂતારો, કળાનો એક ભાગજ જાણનારો, વેશ અને ઉપચારમાં કુશળ, બોલકણો અને બહુજ મીઠો વાતોડિયો (હોય તે) તો **વિટ.**

" **ચેટ** પ્રસિદ્ધજ (છે.)"

७९ कुसुमवसंताद्यभिधः कर्म्मवपुर्वेषभाषाद्यैः
हास्यकरः कलहरतिर्विदूषकःस्यात्स्वकर्म्मज्ञः

स्वकर्म्म भोजनादि.

(૭૯) " કુસુમ (ફૂલ) વસંત વિગેરે નામવાળો, કામથી, દેહથી, વેષથી અને ભાષા વિગેરેથી હાસ્ય કરાવનારો, કલહ કરાવવામાં આનંદ માનતો અને સ્વકર્મ જાણતો **વિદૂષક** હોય.

" સ્વકર્મ ભોજન વિગેરે." (સાહિત્ય દર્પણ પરિચ્છેદ ૩.)



શ્રી

# વસંતવિલાસિકા.

## અર્પણ પત્ર.

### વસંતતિલકા વૃત્ત.

૧

સંકલ્પ કે રસ વિનોદ વિચાર સંગે
નિત્યે વિલાસિ રહિયે ન રથાંગ રંગે ? ‡
કે ના તું સારસ સમુજ્વળ જોડિ મારી ?
તો રે' વિરાજિ અહિં એ રસ ઝીલ નારી !

૨

પ્રાણેશ્વરિ પ્રતિકૃતિ પ્રણય–પ્રભાની !
સંયોગમાં શશિકળા પ્રિય પૂર્ણિમાની
જૂદાં છતાં **મદનસુંદરિ** શંભુ–મૌલી !
નિર્ખું તુંને–અરપું આ કળિ અન્ય નેશી !?!

---

‡ રથાંગ એટલે ચક્રવાક અથવા ચકવા ચકવીના રંગે–રંગથી, રીતથી, લેહેજતથી. * શંભુ–મૌલી શિવની કલગી બીજની ચંદ્રકળા અર્થાત્ ઓસવાઇ ગયેલી.

શ્રી

# વસંતવિલાસિકા.

પાત્રજન.

સૂત્રધાર—નાટક ભજવી બતાવનાર.

નટી—તેની સ્ત્રી.

વસંતરાજ—નાયક.

મદનસુંદરી—તેની સ્ત્રી, નાયિકા.

સુમિત્ર ……
વસંતવલ્લભ
વિચિત્રાંબર… } —વસંતરાજના મિત્રમંડળમાંના.

વિલાસિકા—સુમિત્રની સ્ત્રી. મદનસુંદરીની સખી.

મદનિકા…
મધુદૂતિકા
લલિતા …
મકરંદિકા
ચંદ્રિકા … } —વનદેવતાઓ તથા અપ્સરાઓ.

વિગેરે.

સ્થળ, પવનગિરિ: સમય વસંત ઋતુ.

શ્રી.

# વસન્તવિલાસિકા.

## પ્રસ્તાવના.

### સ્થળ—રંગમંડપ.

( સૂત્રધાર અને પછીથી નટી. )

( પદ. )

(નેપથ્યમાં સંગીત સહિત મંગળાચરણ.)

ઋતુ સમસ્ત મસ્તકમણિ હો ![1] વસંત વિહારી,
દિવ્ય ચક્રવર્ત્તિરાજ ! માનવાદિ સુખકારી !—ઋતુ.
મધુર મધુપ[2] રવ પ્રબોધિત,[3] કોકિલા કળ[4] ગીતિબોધિત,[5]
શોભિ તરૂ રસાળ[6] બાળ કોમળ મુકુળ[7] ધારી !—ઋતુ.
માધવી સુ પુષ્પ મંજુલ,[8] સૌરભ-ભર, પુણ્ય અતુલ,
મોહન નવ મહાર્ઘ્ય[9] અર્ઘ પુંગવે સત્કારી !—ઋતુ.
અમળ કમળ કુળ કળાપે, વિભ્રમિ[10] ભાનુ ભાનુ[11] પ્રતાપે,
રમ્ય સરસ સરસી[12] સરિત નાયિકા ચિતહારી !—ઋતુ.
પ્રસન્નવદન, પ્રસન્નગગન, વિરલ તારક રચિત મંડન,[13]
હરિણનયના ન્યૂન શોભન, વર હરિ[14] સહચારી !—ઋતુ.
કુસુમબાણ, રતિપ્રાણ, ત્રિભુવનજયિ સ્મર[15] મહાન,
તવ પ્રધાન મિત્ર વિજય ! મલય હરિ[16] પ્રચારી !—ઋતુ.
પ્રકૃતિ[17] ભાવિ [18] ભૂષણપરા, પ્રાણિ સકળ તાપહરા,
શુભ·સુમનઃ[19] સ્મિત વિશાળિ,[20] તુજ વિલાસિની નારી !—ઋતુ.

---

[1]હો—થાઓ. [2]મધુપ—ભ્રમર. [3]પ્રબોધિત—જાગૃત થતો. [4]કળ—સુંદર અથવા મધુર. [5]બોધિત—જાણતો. [6]રસાળ—આંબો. [7]મુકુળ—મોર. [8]મંજુલ—સુંદર. [9]મહાર્ઘ્ય—મોઘા. [10]વિભ્રમિ—વિભ્રમ એટલે વિલાસવાળા. [11]ભાનુ એટલે સૂર્ય તેનાં ભાનુ એટલે કિરણ. [12]સરસી—ન્હાનું તળાવ. [13]મંડન ઘરેણું. [14]હરિ—ચંદ્ર. [15] સ્મર—કામદેવ. [16]હરિ—પવન. [17]પ્રકૃતિ—કુદરત. [18]ભાવિ હવે પછી થવાનાં. [19]સુમન—ફૂલ. [20]વિશાળિ—વિશેષ કરીને શોભતી.

આર્યે પ્રેમરવિ પ્રકાશો ! હર્ષકમળદળ વિકાસો !
આનંદ મધુર હરિસુ-લહરિ વિચરો મધુ વિહારી !—ઋતુ.

સૂત્રધાર,— ( ગીતિવૃત્ત. )

ભારદ્વાજવંશજ હરિ, નાગર વિરચિત ઉપરૂપક આજ,
પ્રયોજું[1] આર્યસમાજે, સફળ કરો કરૂણાળુ કૃત્ય આજ !

અહો આર્ય સભાસદો ! આપની સમક્ષ આ અભિનવ વસન્તના પ્રારંભની વેળાએ, આપને આનંદ આપે એવી પાત્રની વ્યવસ્થા સમયાનુકૂળ કરી વસંતવિલાસિકાનો હું પ્રયોગ કરીશ !

( નેપથ્યમાં ગાયન—દોહરો. )

વસન્ત વન શોભા રૂચિર, શીત સમીર[2] સહાય,
પ્રગટ થાય મનસિજસુહૃદ,[3] ભુવિ પ્રિયપતિ સુખદાય !

(એટલામાં ઉપરનો છંદ ગાતી નટી પ્રવેશ કરે છે.)

સૂત્રધાર (આસપાસ જોઈ નટી પ્રતિ) અહો પ્રિયે ! આ વસંતની શી ખુબી ! સ્વપ્નમાંએ જેનો બીજી રૂતુને વિષે ખલકમાં ખ્યાલ ના આવે એવી કુદતની ખુબી ખુબજ ખીલી રહી છે ! જો—

( શિખરિણી છંદ. )

ધરા સ્રીએ અંગે, શુભ લલિત લીલોતરિ ધરી,
અલંકારો વૃક્ષો, ફળ મુકુળવાળાં વળિ કરી,
રૂપેરી પેલું આ : !!! વર ઝરણ મોતીસર ખરે,
ગતિ વાંકીચૂકી મનહર ધરી દીસતું સરે !
નગો પેલા ઊંચા, ધરિ નવિન વસ્રો વપુ પરે
ધરા માથે ધારે, શુભ છતર મેઘચ્છવિ ખરે !
ખજૂરી, સોપારી, ચમર સુ કરે શ્રીફળતરૂ !
અહા એ શોભાનું, વરણન મુખે શું જ ઉચરૂં !!!

---

[1]પ્રયોજું—ભજવી બતાવું. [2]સમીર—પવન. [3]મનસિજ એટલે કામદેવ તેનો સહૃદ એટલે મિત્ર—વસંતસમય.

વળી— ( મોદક છંદ. )

આવળ, બાવળ, સાગ, અશોકજ—ને અરણી, ખરસાંડિ અપોકજ;
ગૂલરવૃક્ષ સુજાત, કુ ખીજડિ,—કાચકી, શેકટવૃક્ષ, સુલીંબડી !
આંબલિ, શીશમ વૃક્ષ મહીપર, યે પ્રતિહાર ઉભા શું છડીધર !
ભૂ[1]નિજ.બાળકને તરૂ હાથથી, દે ફળ પુષ્પ નવીન પ્રસાદથિ !

નટી,—બાગમાંના વૃક્ષોનું વર્ણન સાંભળિયે આર્યપુત્ર !

(તંત્રીનાદ સહવર્તમાન ગાયન કરે છે.)

( હિંડી. )

સુમનબાણ[2] મોહને ભુવનગણ સમસ્ત
પરાજય કરી હો ! રોપિયો પ્રશસ્ત
કીર્ત્તિસ્તંભ, વિજયારંભ, શું સહકાર
કોમળ મોર સુંદર શરસહસ્રધાર !!!
યૌવન પલ્લવ—નવ વિજયિની પતાકા—
લતા માધવી સુલલિત કુસુમ—શોભા !
મધુરરસ વિલુબ્ધ ચૂપ મધુપમાળા—
ઉદય વિજયલેખ અક્ષરો રૂપાળા !
દક્ષિણ પવન ચંદન સૌરભ સુખકાર,
સરિત સ્પર્શી, મંદ શીતળ લઇ ઉપહાર,
ભ્રમણ રમણ, નમન સ્નેહ પરમોદાર
કરે, કમળસમદલાસ્ય સૂત્રધાર !
અશોક પલ્લવ નવ તોરણ શુભ ધારે !
બકુલ ચંપકતરૂ ભાથુ શરે ભારે
ભરે ! કેશુ પુષ્પ કેશર વાર્ણવાન
કરે રતિસ્વહસ્ત દત્ત નખનું ભાન !
અહા મદકળ કળ કોકિલા[3] ઉચારે,

---

[1] ભૂ—પૃથ્વી. [2] સુમનબાણ—સુમન એટલે ફૂલના બાણવાળો કામદેવ.
[3] કોકિલા—કોયલ.

રસવિલંબિત[1] રતિગીતિકા વિહારે !
હર્ષહર્ષ, આનંદ ફંદમાંહી દ્વન્દ્વ
મદનમોહિત રહે વિલસતાં[2] અમન્દ !!!

**સૂત્રધાર** (સાનંદોત્સાહ.)—વાહ સમયોચિત વર્ણન ઠીક કર્યૂં. !

**( નેપથ્યમાં ગાયન—દોહરા. )**

દ્રાક્ષવેલિ પેલી ભલી, લવિંગલતા લલિત;
અહિવલ્લી,[3] નવમાલિકા શોભંતી શુભ રીત !
તજ, જાવંત્રી, એલચી, ભોજપત્ર તરૂ વારૂ
કેવાં અનિલથકી, હિલે,[4] સુગંધ દેતાં ચારૂ !?!
ચંદન, ચંપક, જાસુ ને, કેતકિ, છોડ ચમેલિ
ગુલાબ ને ગુલબાસના રોપ, મોતિસર વેલિ.

વળી.— **( રૂપમાળ છંદ. )**

ફાળસાં, અનનાસ, શેતુર, આમ્રલૂમ અપાર,
શોભિતા, સુખકાર, ચારૂ પૃથવિના ! શણગાર !
બોરડીજ, અખોડ સુંદર, જામ કુંજ ઝગાર !
થોરડી વળિ ખેર ઝુંડ શું ઝૂકિયાં સુખકાર !

**( માલિની છંદ. )**

ફનસ, પપનસો ને શોભિતાં કેશુવૃક્ષ,
કમરૂખ તરૂ ચારૂ વૃક્ષ હર્ડ સમક્ષ !
કદળિ સદળિ ભાળું ચારૂ ચારોળિ દેખું
સુલલિત સહુ વૃક્ષો ભૂર્મ્યલંકાર[5] પેખું !!!

[ એવામાં વિચિત્ર વસન્તવેશ ધારણ કરી વિદૂષક વસન્તવલ્લભ પરિક્રમણ કરતો જોઇ. ]

**સૂત્રધાર,**—અહો નવપલ્લવ વૃક્ષવાળા વનના પ્રદેશથી વારૂ આ

---

[1]રસવિલંબિત રસથી વિલંબ પામતી. [2] વિલસતાં—વિલાસ કરતાં. [3]અહિવલ્લી—નાગરવેલ. [4]હિલે—હાલે. [5]ભૂર્મ્યલંકાર—ભૂમિ એટલે પૃથ્વીના અલંકાર.

મૂર્ત્તિ આવતી દેખાય છે ! હાસ્યજનક તેની આકૃતિ તો જુઓ—તેનો ડોળ—તેનો ઢંગ !!! આ તો— (વર્ણન કરીને).

**(મનહર છંદ—ધ્રુવપદ ચોતાલને ઢાળે.)**

મોરવાળી આંબાડાળી કરધારે કરી[1] તેના
ગંડથકી મધુપાન કરી મકરંદ[2]કો
મલય અનિલથકી કંપિત તળાવ મધ્ય
પ્રફુલ્લ જે પદ્મ ચૂમે ભૃંગ,—તેનાં વૃન્દ તો
ઉજ્જડ કરી, તે માળા ગુંથી ગળામાં આરોપી,
કલગી કેશુડાતણી ધારી મોહ ફંદજો,
મસ્તક મુગટે ઓપી, હોંશીલો આ વનગામી
**વસન્તવલ્લભ** આમ આવે મંદ મંદ હો !

અહો એ તો વસન્તશોભા જોવા જતો દેખાય છે ! આ અભિનવ શોભા વિલોકવાને આતુર કોણ ના હોય ? ચાલો પ્રિયે આપણે પણ હવે બાગ ભણી જઇયે. [એમ કહી બંને પરિક્રમણ કરેછે.]

**(ઇતિ પ્રસ્તાવના.)**

[1] કરી—હાથી. [2] મકરંદ—પુષ્પરસ.

શ્રી

# વસંતવિલાસિકા.

## પ્રવેશ ૧ લો.

**વિદૂષક** (ઉપરના છંદો ગાતો પ્રવેશ કરીને મલકાઇને),—હહા હા ! આ વસંતે તો યાર ખુબ તાલ મેળવી દીધો ? કેમ ના મેળવે ? હું **વસન્તવલ્લભ** કેની ? મારે માટે આટલી સામગ્રી, આટલું સાહિત્ય ન કરે તો પછી કોને માટે તે કરે ? શાબાસ–શાબાસ–દોસ વસંત–તેં પણ ખુબ કીધીછ ! (આસપાસ જોઇને.) મને તો આ વન જોઇને, તેનાં ફળ ઝાડનો વિચારજ કરતાં,–મારા મોંમાં તો પાણી આવે છે ! જીભ લપકારા લેઈ રહી છે ! હાથ સળવળી રહ્યા છે ! મારી આ દંડ-કાઠી છે તે એક બે લૂમખા ઝપાટી પાડું પાડું કરી રહી છે ! જોને જીવ !

(ઉપરના છંદોની આવૃત્તિ કરતાં–

**(રૂપમાળ છંદ.)**

ફાળસાં, અનનાસ, શેંતુર, આમ્રલૂમ અપાર !
શોભિતાં સુખકાર તે સહુ, પૃથવિના શણગાર !

ખરે એમજ–એ તો લૂખાં નામજ. કેટલાકને હજૂ ફળ બેસવાની ઋતુએ નથી આવી–અને કંઈ તો સ્હેજસાજ મોર બેઠો છે. લાવ એ તો કંઇ ચાખું. (ચાખીને) અરરર ! આતો મોં બગડયું–તૂરો-તૂરો-તૂરો !

બોરડીજ અખોડ સુંદર, જામ કુંજ ઝગાર !

શા કામનાં ?

થોરડી, વળિ બેર ઝુંડ સુ ઝૂકિયાં સુખકાર !

થૂ–થૂ–થૂ ! એ તો તદ્દન નકામાં. ચાલ રામ, અહિં આપણું કંઇ વળે એમ નથી. પણ નહિ–નહિ–ઝાડની ઘટા ખૂબ છે. ત્યાં બેઠા બેઠા કોઇ છાયામાં દરાખનાં લુમખાં કંઇથી લાવી ડબકાવીશું તો આપણને જોનાર કે ભાગ પડાવનાર છે ? (પરિક્રમણ કરીને) શી થંડક છે !

(આમ તેમ જોઇને.)

**( માલિની છંદ. )**

ફનસ, પપનસો ને શોભિતાં કેશુ—વૃક્ષ !

વાહ રે વાહ ! આતે કંઇ ઝાડ કહેવાય !

કમરૂખ તરૂ ચારૂ—

ખાટું ખાટું પણ યાર ઠીક લાગે છે તે ખટમધુરૂં ! આપણુને તે તો બહુ ભાવે ! પણ છે ક્યાં તે ફળ ?

—વૃક્ષ હડું સમક્ષ !

અરર—એ ક્યાં આવ્યું ? મારી તો બોલતાં જીભ પણ કડવી કડવી થઈ ગઇ !

કદળિ સદળિ ભાળું—ચારૂ ચારોળિ પેખું !

સુલલિત સહુ વૃક્ષો ભૂમ્યલંકાર પેખું.

( મકલાઇને છલંગ મારતાં. ) શાબાસ—શાબાસ ! આવ્યાં છો આખર ! ચાલ પેલાં સુનેરી લુમખાં અને પેલા ચારોળીના ગુચ્છા લેઉં.

[ એમ કહી પરિક્રમણ કરતાં અટકીને.]

**( દોહરા. )**

દ્રાક્ષવેલિ પેલી ભલી.—

શી મિષ્ટ રસથી ભરેલી દરાખની લૂમો—મારા સામી હસી રહી છે, અને મ્હો પલકાવી મધુર રસ ઝરપાવી, મને નોતરી રહી છે ! ચાલ યાર આપણું તો પાકયું ! આજ તે ભાવતાં મળ્યાં !

લવિંગલતા લલિત !

અહિવલ્લી, નવમાલિકા, શોભંતી શુભ રીત.

તજ, જાવંત્રી એલચી

મુખવાસને માટે નાગરવેલનાં પાન, એલચી લવંગ પણ જોઇએજ ના ? અને સુંઘવાને માટે મીઠી સોડમની નવમાલિકા પણ !

—ભોજપત્ર તરૂ વારૂ

કેવાં અનિલથકી હિલે, સુગંધ દેતાં ચારૂ !

ચંદન, ચંપક, જામુ ને, કેતકિ, છોડ ચમેલિ,
ગુલાબ ને ગુલબાસના રોપ, મોતિસર વેલિ !!!

લાવ થોડાંક ફુલ તો ચુંટી લઉં ! અને એની સુંદર વેણી ગુંથી આર્યા **મદનસુંદરી** અને તેની સખી **વિલાસિકાને** અર્પણ કરૂં કે તેથી **પ્રસન્ન** થઇ ભાભીસાહેબ કંઈ મિષ્ટાન્ન આપી આ લાડકવાયા દીયરિયાના મીઠાં મ્હો કરે ! (ફૂલ વીણતાં) ભેગા ભેગા બેકોક ગજરાએ એ બંનેને માટે ગુંથું. તેમ બંદાને માટે તથા આપણા મિત્રને માટે હાર પણ તૈયાર કરિયે. (કંઈક સાંભરી આવ્યું હોય તેમ.) અરેરે ! પણ તે બિચારી **મદનસુંદરી** તો મિત્ર **વસંતરાજ** અદ્યાપિ પધાર્યા નથી તેથી ચકવાને વિરહે ચકવી હોયની તેવી શિયાળિયા બની ગઇ છે ! તે આ વસંતઋતુના કોઇ પણ આનંદમાં ભાગ લેતી નથી ! સખી, **વિલાસિકા** તેનું બહુએ મન મનાવે છે. આથી કરીને તેની ઉત્કંઠા અને ચિંતાની અંધારી છાયા અમારા મંડળ ઉપર પણ આછી આછી પડી છે. પણ **સુ-મિત્ર** તો ચિત્તવિનોદને માટે વનચ્છાયામાં **વિલાસિકા** સહવર્તમાન નિકળી પડયો છે. બિચારી **મદનસુંદરી** તો પોતે એકલી વિચારમાં ને વિચારમાં તેની વીણા સાથેજ વાત કરતી ત્યાં કુંજમાં છે. (સવિતર્ક) ત્યારે તેને વિનોદ પમાડવાને શું યુક્તિ રચું ? તેને હસાવવાને મેં મારી રીત પ્રમાણે ગતકડાં તો બહુએ કહાડયાં "પણ ભાઈ, આજ મને એ રમુજ નથી આપતાં, તમારા ભાઇ વિના"—એમ કહેતાં તો તેની આંખમાં પાણી ભરાઇ આવ્યાં ! શું કરૂં ત્યારે ? (સાનંદોત્સાહ વેણી ગુંથતાં.) લાવ, આમાં રંગાબેરંગી ફૂલની રચનાથી "**વસંતરાજ ભલે પધાર્યા !**" ના મંગળ વર્ણ ગુંથી તેને અભિનંદન આપું ! અને હારમાં "**મદનસુંદરી**"નું નામાભિધાન લાવું. આ વાત એને બહુજ ગમશે. **અહા** ! અને પછી **વસંતરાજ** પધારે તો હું તો મ્હોટો ભવિષ્યવાદીજ **થઇ** પડવાનો ! રંગ છે રે રંગ છે **વસંતવલ્લભ** ! આજ તો તારે શ્રીખંડ પૂરીનાં ઠરવાનાં ! (હાર વિગેરે ગુંથાઇ રહેતાં) ચાલો આ તો તૈયાર થયાં. (મનમાં) કેટલાક દિવસ થયાં આર્ય સુમિત્ર કે તેની સાથે

તેની પ્રિયા વિલાસિકાનો સમાગમ થયો નથી તે તેમને ખિલાવી આનંદ લઉં ! ચાલ આ મશે હું એમને મળીશ.

(એમ કહી પરિક્રમણ કરે છે)

## પ્રવેશ ૨ જો.

વિલાસિકા,–(સાનંદ) સખી મદનસુંદરી ! જોયો વસંતાવતાર તથા તેનું લાલિત્ય ? જો સખિ, આ કમળરસના સ્વાદીલા ભ્રમર–

(હરિગીત છંદ.)

શુભ મલયપવન સુવહન જડ,–પણ રમણ ગગન પ્રદેશથી,
વર રવાણ ગણગણ ગુંજતા,–કરતા ભ્રમણ આવેશથી,
અહૂ કુસુમપુંજિત કુંજના મંજુલ પ્રદેશ ભણી સરે;
નિર્મળ તળાવ જળે સુ–નિર્મળ કમળદળ ચુંબન કરે !

મદનસુંદરી—(સનિશ્વાસ.)–હા ! પ્રાણપ્રિય સખી ! વસંતપ્રાદુર્ભાવ તે કેમ અજાણ્યો રહે ! ઋતુરાજ પોતેજ પોતાના આગમનનું સૂચન આપે છે. જુઓને–

(નિષ્કંઠય ગીતિ.)

આમ્રદ્રુમપર નવતર, તાજો ફુટતો મૉર સરસ સુચવે
વસંતઋતુનો સંભવ, સજ્જિત રતિપતિબાણતણા વિભવે !!!

(ગદ્ગદ કંઠે) પણ પ્રિય સખિ ! મને તો મારા પ્રાણ વસંતરાજ વિના ઋતુરાજ સૂનો સૂનો, અને ફીકો, નીરસ લાગે છે ! (સોત્કંઠ) અહા ! પ્રિય હજૂ કેમ ના આવ્યા ? વિલંબ તો કરે એવા નથી ! પણ આ શું સખી, પત્ર પણ નહિ–અને સમાચારે નહિ !!! મારી આ કાળ સમી લાંબી ક્ષણ કેમ નીઠે ? [એમ કહી અશ્રુ પાડે છે.]

(હરિણીવૃત્ત.)

પિયુ વિરહની પીડા પ્રૌઢી સખી શું શકું કહી !
કરમાઇ ગયાં ગાત્રો કૂળાં, દવે ફુલડાં દહી !
મન વદન ના શાંતિ કાંતી ! ઉમંગ ઉરે નહિ !
કમળ હૃદયે સૂર્યાસ્તે હા ! ઉજેશ ગયો વહી !!!

( એમ કહેતા કહેતામાં દિઙ્મૂઢ બની જાય છે. )

**વિલાસિકા** (સ્વગત-સચિંત)-પાછી એને એના પ્રિયતમની સ્મૃતિ આવી-અને એને આમને આમ એના ને એનાજ વિચારમાં ચિત્તભ્રમ થશે. સ્વપ્નમાં પણ-હા પ્રાણનાથ ક્યાં છો ?-કહી ચમકી ઉઠે છે. અને નિશ્વાસમાં તથા અશ્રુપાતમાં પોતે એકલી આખી રાત ગાળે છે ! અને હવે અમે બધાં છતાં, એ બિચારીનો દિવસ પણ એવો જાય ? અહા એ, શું ! જાને બિચારી કરૂણારસની મૂર્તિજ હોયની તેમ હવણાંજ આ વાતના વિચારમાં ને વિચારમાં દિઙ્મૂઢ બની ગઇ છે ! લાવ, હું વાતનો પ્રસંગ ફેરવું-અને તેના પ્રિયની સ્મૃતિ કરાવતા આ રમણમંડપથી કોઇ બીજા કુંજમાં લઇ જાઉં ! (પ્રકાશ) સખી-પ્રિયસખી-!-

**મદનસુંદરી**—(ઉત્તર નથી આપતી તેથી-

**વિલાસિકા**—(તેને નમ્ર ઢંઢોળી-સ્નેહ ભરી),-

### ( રાગ પીલુનો બરવો. )

બ્હેની **મદનસુંદરી** ! શી સહાય કરૂં રે ? પ્રાણ કેમ ધરૂં રે ? બ્હેની.
વિરહ વિષમવિષ વ્યાળ[1] શોડશિયો ! પ્રિયપ્રાણ હા ! ગારૂડિ બહુ દૂર વસિયો ! મૂર્છા મોહે ઢળી શો ઉપાય કરૂં રે ? બ્હેની.
હાય ! ન પંખીણી ગત મારી !-ઇંદ્રજાળ કળ ન કદિ વિચારી !
તારા સુખ કારણે કૃતિ શી કરૂં રે ? બ્હેની.

(સચેત થાય છે એટલે સોત્સુક.)

**વિલાસિકા**,-પ્રાણ સખી ! જો જો પેલી **માલતીવીથી** આપણને પોતાના ભ્રમરના ગુંજારવે, અને કોયલના ટહુકાથી, નોતરી રહી છે ! હું હવણાંજ મારા પ્રાણ-પ્રિય **સુમિત્ર**ની સાથે વનદર્શન કરતી તેમ થઇ આવી તેવેળા તેની લલિત મોહિની રચના જોઇ, હું બહુજ પ્રસન્ન થઇ ગઇ-અને એમ થયું કે પ્રિય સખીને તે હું કયારે બતાવું !

### (બરવાની ગઝલ.)

**દીસે છે રમણીય ત્યાં શું મધુર સહુ સહી ! દીસે છે.**

---

[1] વ્યાળ-સાપ.

ગાય મધુર સુરથી ઝરણુ મંદ શાં વહી !
પવન લ્હેરે ફૂલથિ લચિ ડાળિ લળિ રહી ! દીસે છે.
મધુર વરણી મધુર સુરની પંખિ મંડળી !
કરે કલોલ ! ખેલ ખેલે હરણિ કુંમળી ! દીસે છે.

**મદનસુંદરી,**—સખી ! તારો સ્નેહ મારા ઉપર અહા કેટલો બધો છે ? હેં–તું તારા પ્રિયની સાથે મ્હાલવાનો આ આનંદપ્રસંગ મુકી મારા વિનોદ માટે અહિં આવી !?!. અને અહા ! આ પણ તું મને વિનોદને માટેજ આમંત્રણ કરે છે–(નિરાશાથી) પણ બ્હેન મને કાંઇ ગમતુ નથી ! તથાપિ તારો આગ્રહ છે તો જા હું તારે પગલે પગલે આ આવી. હાલ તો હું લગાર પ્રિયની કલ્પનાપ્રવાહમાં ઝળકી રહેલી મધુર છબીની ઝાંખી કરવા–તેની મારે નામેનામ **મદનસુંદરી** કુંજમાં ક્ષણવાર વિશ્રાંતિ લેઉં ! અને દિદાર કરતાં વીણાગાનથી તેને પ્રસન્ન કરૂં કે તે મને પ્રત્યક્ષ દર્શનની કૃપા કરે ! (એમ કહી પરિક્રમણ કરે છે. જતાં જતાં) **આર્યસુમિત્ર** તથા **વસન્તવલ્લભ** પણ ત્યાં હશે નહિ ?

[જાય છે.]

**વિલાસિકા,**—સખી તો ગઇ ! એને તો એનુંજ ધ્યાન લાગ્યું છે. કેમ કરવું કે આર્ય **વસંતરાજ** આવે ? ચાલ તેને જોઉં. આર્યપુત્રને મળી તેનો યોગ જોડવું–અને પછી **માલવતીથી**નો સંકેત સાધું ! (પરિક્રમણ કરતાં–સવિચાર.) સખી એવી હૈયાસૂની થઈ ગઇ છે કે પાછી કુંજમાંથી તેને મારેજ છૂટી પાડવી જોઇશે ! ભવતુ–એની પ્રીતિતરંગિણી[1] આજ તેના પ્રિયરૂપી સાગરસમાગમ પામો !!! [જાય છે.]

## પ્રવેશ ૩ જો.

**વસન્તવલ્લભ**—(વનના એક ભાગથી પ્રવેશ કરતાં, સામેથી સુમિત્રને પ્રવેશ કરતો જોઇ–સાનંદોપહાસ),–લાલા, ઠીક મળી ગયા છો ! કેમ કંઈ પંગતમાંથી ઉઠેલા કોઇ બહુ જમેલા બ્રાહ્મણની માફક ઘા-

[1] તરંગિણી–નદી.

ળાતા ધોળાતા ચાલો છો ! કંઇ ફળબળ ઉન્ડ કર્યાં દેખું ? કંઇ અમે-બમે સાંભર્યાંતા કે રામનામ !!!

**સુમિત્ર**—(આનંદથી મળતાં), તને તો નિરંતર ભોજનનીજ વાત! આ વસંતની શોભાજ એવી રમણીય છે કે તે જોતાં તૃપ્તિજ થાય નહિ. શું વનસૌભાગ્યનું મધુર દર્શન–શું તેનું સૌંદર્ય! શું ગિરિઝરણુ અને દક્ષિણ દિશાથી મંદ સુગંધિત આવતા પવનના વહનનું લાલિત્ય! શું વનગાયનનું માધુર્ય! તેમાં વળી આનંદમાં ભાગ લેનાર તું-સમાન મિત્ર કે પ્રાણપ્રિયા હોય એટલે તો તેની પરીસીમા! જો જો—

**(શાર્દૂલવિક્રીડિત.)**

આવે કાળ વસંતનો, કુસુમનો, સૌભાગ્યસૌન્દર્યનો !
આવે રાત્રિ વિલાસિ, કોકિલકળા માધુર્યવાળા દિનો !
માની ભૃંગ[1] મળે વિકાસિ કમળે ! પ્રેમી પ્રિયા કાંતને,
આંખેઆંખ મળે, મનોમન મળે, હૈયાથિ હૈયું મળે !!!
ભાગે ભ્રાંતિ ! ભુલે ભલા પ્રિયતણા દોષો સુ-દોષા[2]ગમે !
જાયે ગર્વ ટળી! ટળે પ્રણયના કોપે કર્યૂં માન તે !
પૂર્ણોત્સાહ ખિલે! વહે રસભરી વાણી વિનોદી નદી!
પ્રેમાલિંગન થાય! ચુંબન સુધા ઉદ્દીપતી રે' રતી !!!

પણ ભાઇ ! આપણા બધા આનંદના પૂર્ણચંદ્રની આગળ વસંતરાજના વિયોગથી આડી વાદળી આવી છે !

**વસંતવલ્લભ**,—એજ મ્હોટું દુઃખ છે તો ! નહિ તો **મદનસુંદરી** ભાભી અમને ભાવતાં ભોજન આરોગાવ્યા વિના રહે? આ તો બિચારીને એનીજ પડી છેને! **વિલાસિકા** પણ એની આસનાવાસના કરવા પાછળ એની બીજી છાયાજ થઇ પડી છે ! પણ આર્ય **સુમિત્ર** ! આજ તો આપ ભાભી સાહેબની સાથે સેહેલગાહ ઉપર નિકળી પડયા હતા ને એકલા ક્યાંથી ?

**સુમિત્ર**,—એ હવણાંજ **મદનસુંદરી**ની સંભાવનાને માટે રમણ-

[1] ભૃંગ–ભ્રમર. [2] દોષા–રાત્રી.

કુંજ તરફ વળ્યાં—અને હું આમ આવ્યો ! એમ ધારીને કે ચાલો **વસંતવલ્લભ** મળે તો વળી કંઇ વસંતશૃંગાર નિરખિયે—કંઇ શીતળ ઝરણમાં ઝીલિયે—કોઇક ઘનઘટાવાળી છાયામાં વિશ્રાંતિ લઇયે—અને મધ્યાન્હ ઉતરતાં મિષ્ટ મિષ્ટ ફળનો સ્વાદ લઇયે અને આનંદમાં દિવસ ગાળિયે ! **વિટ વિચિત્રાંબરને** કંઇ મિત્રની ભાળ મળી કે નહિ એની ખબર કાડવા મોકલ્યો છે તે જોઇએ કાંઇ સાંજસોરી જણાય છે !!!

**વસંતવલ્લભ,**—બધા કરતાં મને મિષ્ટ મિષ્ટ ફળ આરોગવાની વાત બહુજ ગમી ! આપણને તો ભાઇ દરાખ, નારંગી, મીઠાં લીંબુ બહુજ ભાવે ! ચાલો વેળા વટે છે. (એમ કહી વનશોભા જોતા પરિક્રમણ કરે છે.)

**વસંતવલ્લભ,**—(એક રમણીય તળાવની શોભા નિહાળી),—જુઓ, જુઓ સુમિત્ર !

(હરિગીત છંદ.)

આ સરસ ક્ષીરસરસ[1] તટે આ હંસ હંસી બેસશે—
લેવા સરસ બિસભાથું હા ! તટનિકટ ઝટપટ તે જશે !
આ સુમધુલિહ મધુલોભિયા મધુ ચુસી સરસિજપર ભમે !
સહુ કમળ ખિલતાં માંહિ પેસી કેદિ થાયે નિશા સમે !
આપણે બંદા એમ સપડાઇયે નહિ જો !

**સુમિત્ર,**—અહા ! જો-જો.

માનસ સરોવર માંહિ પેલાં કરિ કરિણી ક્રીડા કરે
હા ! કમળ ચુંટી પ્રબળતાથી દયિતપર ઝટ વાવરે !
જો ! જો ! તરૂવર સાથ સૂઅર ઘસે દાઢો આપની,
નિજ શત્રુને સંહારવા તરતીબ જેહ રહે બની !

**વસંતવલ્લભ,**—(સભય) ખાધોરે ખાધો ! મને તો આ ઝાડપર ચડી જવા દે ! ઘેર ગયાં ફળ અને બળ—

**સુમિત્ર**—(ધીરજ આપતાં) કંઈ નહિ મિત્ર ! ડરેછ શાનો ? જોને

[1] ક્ષીરસરસ—દુધિયા તળાવ.

તે કેટલે દૂર છે—અને આપણે કયાં ઊંચી કરાડપર ઉભા છિયે. વળી જો એ તો આ ગયું.

**વસંતવલ્લભ**—હાશ ! હવે નિરાંત વળી ! જોને હજુ આ કાળજું કેવું ધડકી રહ્યું છે ? શું શૂરવીર છે તે—કાન ધર, એ તો કહે છે કે શા ભાર છે તે કુક્કરના ?—લાવ એને સંહારૂં ! કહી ઉછાળા મારી રહ્યું છે,—તેના શિકાર માટે પાછળ ધસવાને !

**સુમિત્ર**,—(તેના ખભો ઠોકતાં) શાબાસ મારા રણુજંબુક શાબાસ ! હશે—પણ આમ જો—

છે કસ્તુરી નિજ પાસ તોપણ ખોળતો અહિંતહિં ફરે,
અહ ! બહાવરો બનિ કસ્તુરીમૃગ સુખથિ ચારો નવ ચરે !
કો મૃગો દોડે દેખિ મૃગજળ જળ પિવા કાજે ખરે !
કોઇ વ્યાઘ્ર, સિંહ, સુઅરથિ ભયભિત થઇ ધાવન આ કરે !

શું રૌદ્ર અને ભયાનક રસનું ચિત્ર ! વળી આમ નિરખ આ કરૂણા અને શૃંગારરસની છાયા !!! (સાનંદ.)

(સનિશ્વાસ)

આ સ્વાતિજળઉત્સુક સુચાતક તૃષાનો માર્યો બળે !
પ્રિયચંદ્રવિરહી આ ચકોરો શોર જોર કરી કરે !

(સંતોષાનંદથી.)

શુક તથા સારસ, મોર, મધુકર મધુર ગાયન ઊચરે !
અહિં આમ્રડાળે કોકિલા સુસ્વરિત પંચમ જો પુરે !
તહિં સમળિ, ચકલાં, કાક વિહગમ શબ્દ કરતા સંચરે !

(સતિરસ્કાર.)

તો ઠગ ભગતબગ સરસતટપર મુખ મુનિવ્રતપર ધરે—
પણ મીન ઉપર આવતાં ઝટ ચંચુ તેનિ જળે સરે !

(બીજી તરફ જોઇ.)

વળી આ પણ પક્ષીજ તો ! તથાપિ એ પણ વનસૌભાગ્ય ને ઓરજ વિચિત્રતાથી ખુબી આપે છે. અંધને અંધકારજ પ્રિય—તેને શાનો

આનંદ આ પ્રકાશથી—આ વસંતાવતારથી? દુર્જનની એજ પ્રકૃતિ છે. જો—

વટ વૃક્ષ આદિક વૃક્ષ ઉપર ઓળ વાગોળનિ દિસે !
આ ઘુઅડ તેજથિ અંધ થઇ જઇ ગહન ખંડેરે વસે !

આમ આ વળી હાસ્યરસનાં પૂતળાં ઝુલી રહ્યાં છે તેની તો ઝાંખી કર !

વાનરદળે અહિંતહિં ભમે ફળફૂલ પત્રનિ ઓળમાં,—
કો હૂકતાં, કો કૂદતાં, કોઇ ચાલતાં એક ઓળમાં !

**વસન્તવલ્લભ,**—જાણે, મારી પલટણજ તો ! (કઇંક સાંભરી આવ્યું હોય તેમ) પણ **સુમિત્ર—સુમિત્ર! વિલાસિકા** કેમ ના મળ્યાં—આપણે આટલા બધા ભટકયા અને કંઈ દીઠાં તો નહિ !

**સુમિત્ર,**—હશે. આપણે વળી આમ વનશોભા જોઇયે છિયે એટલામાં તે આવી મળશે.

(નેપથ્યમાં.)

સખિ વનશોભા કેવી રમ્ય તથા રૂચિર છે !

**વસંતવલ્લભ,**—આપણા સ્નેહીના જેવું કોઇ બોલતું સંભળાય છે ખરૂં.

(વળી નેપથ્યમાં.)

રે, રે મિત્રા ! હું હવણાં આવું છઉં—થોડીકવાર થોભો.

**સુમિત્ર,** (સાંભળીને),—મિત્ર ! પ્રિય **વિલાસિકા**ના જેવો શબ્દ સંભળાય છે ખરો. તે હવણા આમ આવશે: તો આપણે આ ઝાડ નીચે ઉભા રહિયે. (બંને તેમ કરે છે. તેટલામાં સ્ત્રીવેશધારી વિટ પ્રવેશ કરે છે.) શી ઘોર ઘટા છે નવપલ્લવની ! પણ પૂરૂં જણાતું નથી જો !

**વિચિત્રાંબર** (**સુમિત્રને**),—આર્યપુત્ર ! આ હું વિલાસિકા તે આવી. સખી **મદનસુંદરી** તો વનના બીજા પ્રદેશમાં આપણે બંનેને ત્યાં મળીશ એવું મારી પાસે કહેવરાવી ગયાં છે !

**વસંતવલ્લભ,**—ત્યારે આપણેએ ત્યાં જવું જોઇયે—સુમિત્ર !

**વિચિત્રાંબર,**—અમે આજ વનના ઘણાક પ્રદેશમા વસન્તશૃંગાર જોતાં ફર્યાં. અહાહા ! ઋતુરાજની શી ખુબી !

( રાગ સીયાનો કનરો. )

સમય વસંત ઋતુરાજ કહાવે, નામ મોહન મિઠું ઘટિત દિપાવે !—સમય૦
વન વન તરૂવર સુંદર વેલી, યૌવન પલ્લવ નવલ સુહાવે !—સમય૦

છેક નજીવા જવાસાના છોડથી તે કેસરના ઝાડ સુધી ન્હાના મ્હોટાં વૃક્ષ આ ઋતુમાં પુષ્પિત થઈ રહે છે! તેમજ બીજાં વૃક્ષ પણ પોતાના નૂતન શૃંગારનો લ્હાવો સંપૂર્ણ રીતે આ ઋતુમાં લેવા ચુકતાં નથી.

**સુમિત્ર,**—અરે ભાઈ વસન્તવલ્લભ !

( ઈંદ્રસભાની ગઝલને રાગે. )

ઘટિત અધિપતિત્વ મળ્યું ઋતુ બધીતણું
લક્ષણથી વસંતને ! શો સંશય મન ગણું ?
દેખો દેખો દિવ્ય કેવા સંબંધી બધા !
રતિપતિ રતિ આપનાર કુસુમશર સખા—
મદનયોદ્ધ પુષ્પબાણ વિશ્વને જીતી
આણ મનાવે ! બહુ હસાવે ! રડાવે બહુ રીતિ !

**વસંતવલ્લભ** (મોં ઠેકાણે રાખી); હાં !—

( રાગ ઝીંઝોટી. )

**સુમિત્ર**—રૂડા તેના રાજ્યમાંહે શો ઉલટે આનંદ પ્રવાહ !—રૂડા૦
કોઇ એકાંત સુરમ્ય પ્રદેશે, ગાયે ગાંધર્વ અંતરિક્ષમાંહ !—રૂડા૦
રમણીય સ્થાન કરે અપ્સરાઓ આજે રમણીય સહુ અદકાય !—રૂ૦
મલય વને મિષ્ટ-વાસ-ઝરે ઝિલી, ધારે સ્થળ શાં સુગંધી બંધાય !—રૂ૦
ફાલીફુલી વૃક્ષ ડાળી ઝુલાવી, હરખી, પવન ઢોળે તેને વાય !—રૂ૦

**વસંતવલ્લભ,**—અહં :! એમ કે ? (એમ કહી હસી પડે છે—

( નેપથ્યમાં )

અલી કોયલના કંઠવાળી **વિલાસિકા** ! આ આજુબાજુની ખુબીથી પરમહર્ષિત થઇ નૃત્ય કરતો કલાપી તેની પ્રિયા સાથે કેવો વસંતસુખ અનુભવે છે તે જો.

(હરિગીત છંદ.)

આ પવનગિરિપર શોભતાં ચંદન મહીરૂહ* પાસથી-
સરરરર સરિ સરવર ભણી જઈ કમળતંતુ સુવાસથી-
વાસિત થયેલ અનિલથકી વિખરી ગયેલ કળા ધરે
નર્તિત દયિત સ્હ વૃક્ષ નીચે શોભતો બર્હી† ખરે !

**વિચિત્રાંબર,**—આર્યો ! **મદનસુંદરીના** વર્ણન પ્રમાણે સામે પણ વૃક્ષ નીચે મોર કળા માંડી રહ્યો છે ! (બધાં જુએ છે.) એ પક્ષિને વિષે એવું કહેવાય છે કે જ્યારે તે બહુજ આનંદમાં આવે છે-ત્યારે કળા માંડે છે અને વધારે વધારે મકલાય છે.

**સુમિત્ર**—ખરે એમજ છે પ્રિય !

**વસન્તવલ્લભ** (વિટને ઓળખીને),-અરે **વિલાસિકા** તો **મદનસુંદરી** સાથે વનમાં ફરે છે-એમ સંભળાયલાં વાકયોથી જણાય છે ! આ **વિલાસિકા** તો નથી પણ એ તો **વિલાસિક વિટ વિચિત્રાંબરછે** ! જુઓ જુઓ-આર્ય **સુમિત્ર** !

**સુમિત્ર** (જોઇને.)-હા, એમજ છે-મિત્ર **વસંતવલ્લભ** !

**વસન્તવલ્લભ** (વિટને),-ઠીક ઢોંગ મચાવ્યો દેખાય છે. વત્સા વિચિત્રાંબરા ! પણ મારા આગળ તે ઘણો ચાલ્યો નહિ તો.

**વિટ,**—અત્યાર સુધી તો બંદાએ બધાને ભોળવ્યા પછીની વાત તો કોણ પૂછે છે.

**સુમિત્ર,**—પુરૂષ મટીને સ્ત્રી થવાની અભિલાષા રાખનારા ઇશ્વરાજ્ઞા વિરૂદ્ધવર્ત્તી અસંતોષી પુરૂષ તે આવાજ ! ફરીફરી એમને નિરખી લો !

**વિદૂષક,**—લાવો જો ભાભી વિચિત્રા તમારૂં, મુખડું-જોઉં તે કેવું ખીલી રહ્યું છે ? ગોળ મટોળ લાડુ જેવું ના ? (જોઇને.) વાહાવા ઠીક શોભે છે-ગોરૂં દેખાવાને ઉપર અબીર આદિ વર્ણચૂર્ણ છાંટેલ છે તે જાણે બરફીચૂરમા ઉપર બૂરૂ ખાંડજ છાંટી હોયના !

**સુમિત્ર,**—ઉપહાસ જવા દો ! પણ ભાઇ વિચિત્ર-કહે કે અમા-

---

* મહીરૂહ-ઝાડ. † બર્હી-મોર.

રો પરમ પ્રાણસુહૃદ વસંતરાજ કયાં હશે–કંઇ તેની ખબર મળી ? જો તે દૂર દેશથી શ્રમિત આવ્યો હશે તો તેને મારી કંઇ સહાય જોઇશે !

વિદૂષક,—શામાં ? વસંતઋતુનાં નવાં સ્વાદિષ્ટ ફળાદિક અને મિષ્ટ મેવા ખાવામાં–અને શેરડી આદિકના રસનો ઠંડો, મીઠો, સુવાસિત પનો પીવામાં ! એવાં કામમાં મદદ કરવાની હશે તો હું પણ કરીશ. મને સંભારજે હો સુમિત્ર ! (વિટને.) એમ હોય તો ભાઇ કયાં છે તે અમને જલદી કહી દે કે અમે જઇ તે રાજશ્રીને મદદ કરિયે ! (પીઠ ઠોકતાં) બાપુ ! ડાહ્યો છે તો મારો વિટ !

વિટ—મારો અને એમનો આજ પાછલી રાતરે શમણામાં મેલાપ થયો હતો તે પણ મારા ઘરમાં, તે વખતે જો આપે મને કહ્યું હોત તો તે મદનમૂર્તિનાં દિદાર કરાવત. હવે શા કામનું ? વસંત વીત્યા પછી આંબે મોર કયાંથી હોય ?

સુમિત્ર—મારે તે હવે તે ગુણિયલ સુહૃદનો આજ કયારે યોગ થશે ? હા ! કેવી કરૂણસ્વરે આર્યા મદનસુંદરી તેનું સ્મરણ કરતી તેના મંગલપ્રિય નામનો જપ કરી રહી છે ! ચંદ્રપ્રકાશ વિના ચકોરીને તે આનંદ કયાંથી હોય ?

વિદૂષક—ચાલો બહુ ચિંતાતુર ના થાવ. આજ સાંજ સુધીમાં તમને મિત્રનો મેળાપ થયો જાણવો, કોઇ વાર પણ અમારૂં ભવિષ્યવાદિનું વચન મિથ્યા થયું છે ?

સુમિત્ર—તારૂં વચન સત્ય થાય છે તો પછી તારૂં મોં મીઠું જ થવાનું.

વિદૂષક—(આનંદથી મકલાય છે અને નાચે છે)

સુમિત્ર—ચાલો આમ આપણે આ ઉપવનશોભા જોઇએ તેટલામાં કંઇ નવું સવું તરી આવે છે ! કંઇ પણ ભાળ મળે છે ?

(બધા પરિક્રમણ કરે છે)

વિદૂષક—અરે પેલી દુધપાક જેવી સફેત હંસી કમળતંતુ ચાંચમાં લેઇને મરડમાં કેવી પોતાના પ્રિય સહવર્ત્તમાન ભોજનશાળામાં બેઠી

હોય તેમ કમળના સ્વચ્છ ગોળ પત્રાળાં જેવી સ્વચ્છ પત્રમાં બેઠી છે તે તો જુવો !

**સુમિત્ર**—(સ્મિત હાસ્ય કરીને)–ભાઇ, સાધારણ વાતચીતમાં એ તારા અલંકાર તો ઉત્તમ ખાવાની વસ્તુનાજ આવવાના કેમ ?

**વિટ**—એમાં શો શક ? સુતારનું મન બાવળિયે–અને બ્રાહ્મણ ભાઇનું તો મોદકભક્ષણમાંજ ! બંદાને વિષે તેમજ નથી કંઇ માત્ર ? જુદી જુદી જાતના ઉમદા પોશાક પેહેરવા અને નવીન નવીન વેશધારી તમારા જેવાને ભોળવીજ આનંદ માનવો તે શોખ તે એમનેજ હો ! ત્યારે જુઓ પેલો પીળચટો રથાંગ પક્ષી–નમતા પ્હોરના સૂર્યના તેજથી સોનેરી દેખાતા કમળની આગળ લપાઇ જઇ કેવો પોતાની પ્રિયાને ભોળવી રગરગાવે છે !

**વિદૂષક**—(મ્હોટેથી હસીને તાળી આપતાં) યાર ! તેં પણ ખુબ કીધી છે ! આવ હવે તો આપણે ખરા દોસ્ત–ચાલ ગોઠ કરિયે.

**સુમિત્ર**—(બંનેને–સાનંદોત્સાહ)–જુઓ–જુઓ.

( ગીતિવૃત. )

સતત પવન વાયાથી, ચંચળ કલગી રકત શિરે શોભે
જેને, એવો કુક્કુટ, નિજ વરવનિતા વેષ્ટિત આ થોભે !

**એ આપણા વિચિત્રાંબરરાજ** તો નહિ !

**બંને**–હાહા–હા—

**સુમિત્ર**—લો ઘણી ખુશીની સાથે. એથી બીજો આનંદ શો–વસંતથી વિશેષ વિલાસ કયાં ?

**વિટ**—(લેઇને નૃત્ય કરતાં.)

( ગીતિવૃત )

વરકેશર શર સ્મરપ્રિય, કામદ* કેતકિ–કુસુમ કેશપાશે
દેવાંગના ગુંથીને, ભેદ શિ રતિ વતી પતિચિત હાસ્યે !!!

**વસંતવલ્લભ**—વીણા બજાવ્યા વિના પણ ઠીક જેવું જોઇએ તેવું અને ઉમદા ગાયન ગાયું ! **લાસ્યનો** બીજો પ્રકાર ખબર હોય તો ચલાવો–ઉડાવો.

**સુમિત્ર**—મારી પણ ઇચ્છા લાસ્યના બીજા પ્રયોગ થયા જોવાની છે.

---

* કામદ–કામ આપનાર.

નિટ—મને તો માત્ર તેજ આવડે છે તેથી આપની ઇચ્છા પૂરી પાડી શકતો નથી. માટે ક્ષમા કરજો. હવે હું રજા લઉં છઉં. વળી કંઇ આર્ય વસંતરાજની પ્રવૃત્તિ શોધું. (એમ કહી તેઓ ઉપવનનાભિજ્ઞભિન્ન પ્રદેશ ભણી પરિક્રમણ કરે છે.

## ( આકાશમાં કિન્નરગાન. )

(રામકરી રાગે—રૂપકતાલે—અષ્ટપદી.)

માલયકુંજવરસ્થિત,[1] મંજુલ, ચંદનવૃક્ષસુવાસી—
કેતકિ—બકુલ—રસાલ—ધરારૂહ[2] મોહન—કુંજ—વિલાસી—
અનિલ સદા સુખદાયિ વહે, વિલાસસરસ વનવેલિ ચહે ! ધ્રુવપદ.
માનસમોહન[3] વર્ણવતી, સુમસૂન[4] ફળોથિ લળેલી.
સૌરભશાળી, પ્રભંજન—[5]કંપિત, શોભિતપાદપ[6] વેલી ! અનિલ૦
પાંડુર, પીત, હરિદ્વર્ણો શુભ આમ્રનો મોરજ પ્રાશી,—
મત્ત થએલ, મધુરરવ કોયલ ગાન કરે સુખરાશિ ! અનિલ૦
વિધવિધ વર્ણવતા નભગામી[7] નવીન ફળો અશતાં, ને
હરખથિ રમ્ય વને વિચરે, મધુરાગ રટંતાં તાને ! અનિલ૦
મુદિત પરમ પશુવર્ગ વનાન્તર રમ્ય વિષે વિચરંતાં
નાચત સતત કરી ઉન્મુખ પુછ દક્ષિયૈ સર્વ રમંતાં ! અનિલ૦
વિકસિત વિમળ કમળ દળ શોભિત સરસ સદૈવ વિરાજે !
કુસુમસુવાસ લઇ અલિ ગુંજિત કંજદળે[8] રહિ રાજે. અનિલ૦
મત્તગયંદ,[9] દ્વિરેફ[10] લતા—જુત, આપ વશાસહ મ્હાલે !
મૃગ જુગ, કુશતૃણ ચરતાં કોમળ પરિમળમદકળ ચાલે ! અનિલ૦
ઇક્ષુશરાસન—ધારિ, દ્વિરેફગુણી, રતિ સાથ વનાંતે
દિવ્યગણો સહ કુંજવિષે ઝષ—કેતન[11] વિરચિત કાંતે ! અનિલ૦

---

[1] સ્થિતરહેલાં—આવેલાં [2] ધરારૂહ-ઝાડ [3] માનસ એટલે મન, તેને મોહન એટલે મોહ ઉપજાવતા; વર્ણવતી એટલે રંગવાળી [4] પ્રસૂન—ફુલ [5] પ્રભંજન—પવન [6] પાદપ—ઝાડ [7] નભગામી—આકાશમાં જતાં પક્ષીઓ [8] કંજ—કમળ [9] ગયંદ—હાથી [10] દ્વિરેફ—ભ્રમર [11] ઝષકેતન—ઝષ એટલે માછલી તે છે ધ્વજાનું ચિન્હ જેનું, એવો કામદેવ.

**સુમિત્ર**—(સાંભળીને સાનંદ)–અહા હા ! ગાંધર્વોનું શું મધુર ગાન, તથા અપ્સરાગણના પગની ચાલવણી, તથા સૂરની હલક !!!

**વિદૂષક**—હું તો તે સાંભળીને ભૂખ અને તરસ બધું ભુલી ગયો ચાલો સુમિત્ર જોઇએ, તે કયાં થાય છે તે (એમ કહી બંને પરિક્રમણ કરે છે. )

---

## પ્રવેશ ૪ થો.

(નેપથ્યમાં નૃત્ય તથા ગાયન.)

**( ઉપજાતિ વૃત. )**

વર્ષાવિષે આશિ ફળો વિશેષે, સંતુષ્ટ હે કોયલ ! કાંત દેશે,–
નવાં ફુલો આમ્ર સુવૃક્ષ કેરાં, ગા ગીત આશી સખિ હે મધૂરાં !

(એટલામાં **મદનિકા**, ઉપરનો છંદ ગાતી, **મકરંદિકા**, **મધુદૂતિકા**, **લલિતા**, તથા **ચંદ્રિકા** સહવર્તમાન પ્રવેશ કરે છે.)

**મદનિકા**—અલી **મધુદૂતિકા** ! હવે તો તારે મરજીમાં આવે એટલો આંબાનો મોર ખાવો અને મધુર સ્વરે ગાયન કરવું. હવણાં તારો વખત છે !

**મધુદૂતિકા**–સખિ **મદનિકા** ! એમાં શો સંશય. મારે ને તારે પણ તેમજ.

**લલિતા**—સખિ–અમને તો તારે વિસારી દો છો કાં ? કોને ગર્વ ના થાય–પોતાની સંપત્તિ–પોતાના આનંદના દિવસમાં ! અને વિશેષે કરીને પ્રેમઘેલી, હર્ષમાં ઝીલી રહેલી, યુવતીને–તેમાંએ તું સમાન સુંદરીને !

**મકરન્દિકા**—હાસ્તો ! પણ હશે. ચાલો ત્યારે આપણે આપણાં તાજાં તાજાં મીઠડાં ભાવતાં ભોજન ચાખવા વનના અંતઃપ્રદેશમાં જઇયે.

**મધુદૂતિકા**—વ્હેની હો ! એક ઘડી, લગાર, તું થોભ. અને પુષ્પધન્વનનો આટલો આદેશ વનવાસિયોને મને કહી દેવા દે. (એમ કહી મધુર વાણીથી.)

(ગીતિવૃત.)

રે રે વનતરૂવલ્લી ! વસન્તયોદ્ધો સાથ સાથ આવે
વિભૂષવા[1]ને તમને–સત્કારો નિજ રાજ સાથ ભાવે !

**મદનિકા**,— (ગીતિવૃત.)

વર્ષા હવે વિતી ગઈ, શરદાદિક સહ પળો વળો સહુકો,
સીસમવૃક્ષ–મસી–સમ શ્યામવર્ણવાળાં હે બલાહકો ! [2]

**મકરન્દિકા**,—હે ગજરાજ ! (**માલિની છંદ.**)

મદકળ ગજ–જૂથો, સ્વાધિને રાખતા હે !
મધુથકિ અલિ–વૃંદ, ગંડ તે ભૂષતા[3] હે !
ઋતુપતિ મધુ[4] આવ્યે, પુષ્પવૃષ્ઠિ પ્રકામ !
થઈ અલિજુત ગંડો, તેથિ શોભાવ શ્યામ !!!

**સુમિત્ર**—(પ્રવેશ કરતાં વનદેવતાને જોઇને સાનંદાશ્ચર્ય), અહા ! શી મધુર દિવ્ય વનદેવતાની મોહની આકૃતિ ! ધન્ય છે ઋતુરાજ તને કે આ માધુર્ય, આ સૌન્દર્ય, તને અભિનંદન આપે છે–અને બડભાગ્ય છે અમારૂં, કે આ પુણ્યશાળી નેત્ર તેમના દર્શનથી સફળ થાય છે !

**વસન્તવલ્લભ**—(સભયોપહાસ.) એ જક્ષિણીઓ મારૂં ભક્ષણ તો નહિ કરે ! ભાઇ જોજે, મને સંભાળજે.

**સુમિત્ર**—મિત્ર ! શાંત થા. ઉપહાસ ના કર. જો આપણે લતાકુંજમાંથી તેમની ચર્ચા જોઇએ. આપણને દેખીને તે અદર્શ થઇ જશે.

**વિદૂષક**,—એ વાત મને ગમી–એમની નજરે ના પડવું તે.

**સુમિત્ર**,—(લતામંડપ તરફ પરિક્રમણ કરતાં સૂર્યનારાયણ તરફ ફરીને),–ભગવન્ વિવસ્વાન્.

(દોહરો.)

ભૂષણ ભૂમિતણાં, સરવ ભાસ્યમાન[5] રાખીજ
ત્રિભુવન ત્રિપદે માપિને, રે' ચિર તેજસ્વીજ.

---

[1] વિભૂષવાને–શણગારવાને. [2] બલાહક–વાદળાં. [3] ભૂષતા–શણગારનાતે–તારા. [4] વસંત. [5] ભાસ્યમાન–પ્રકાશિત.

(નેપથ્યમાં.)

વળી ગઈ શિશિર ઋતુમાં જેના પાન ખરી ગયાં છે એવાં વૃક્ષાદિકની હવાણાં, તાજી ફુટતી કુંપળોમાં, અને નવાં ખીલતાં પાનફુલમાં, તારા કરથી ભભકદાર રંગ પૂરી,–પૃથ્વીનાં ભૂષણ ભાસ્વત[1] જણાય તેમ કરજે! વિશેષ તો શું કહેવું? સર્વ તને વિદિતજ છે.

અનંતતારકનયન દિવસ્પતે! આપની આજ્ઞા, આપનું અનંતત્વ તથા સર્વવ્યાપકત્વ જાણી, આદરમાન સાથે અમલમાં લાવીશજ! આપણા સર્વના બનાવનાર સૃષ્ટિનિર્માતા પ્રજાપતિ હિરણ્યગર્ભના નિયમને અનુસરી મુહૂર્ત્તેજ આપની સભામાં ભાગ લેઈ મને સોંપેલા કાર્યમાં હું તત્પર થઈશ!

**વસન્તવલ્લભ**—(સૂર્ય ક્ષિતિજ નીચે જતો જોઈ), પ્રિય ભ્રાત **સુમિત્ર**! સૂર્યાસ્ત થતો જણાય છે.

**મધુદૂતિકા**—(સાયંકાળ થતો જાણી, સસંભ્રમ), સખિ **મકરંદિકા**! હવે આપણે વિરામ લેવાનો વખત આવ્યો. ચાલો જઈયે.

(ગીતિવૃત.)

કુસુમિત આંબા ડાળે, ગાયન ગાતી વિરામ લે વ્હાલી!
આંબામોર વિષે હું, ગણુરવ કરતી વિરમું હવે ચાલી!

(એમ કહી બંને પરિક્રમણ કરે છે.)

**મદનિકા**—(દિશાઓ અવલોકીને),–

(એકાક્ષરૈકપાદ દોહરો.)

શેષશીશ શો શિશુશશી, શોભે સાયંકાળ!
કુંજે કંજ કરંજમાં, નર્ત્તિત જળે વિશાળ!

**સુમિત્ર**—(આકાશ તરફ નિહાળી), મિત્ર **વસંતવલ્લભ**! આ સાયંકાળે સૂર્યની શોભા કેવી છે તે જુઓ–

(સમુદ્ગક ગીતિવૃત.)

સિંદુરવર્ણાંબરમાં, સાયંકાળે સરસ તટસ્થ કરી!
(જાણે–) સિંદુરવર્ણાંબરમાં, સાયંકાળે સરસ તટસ્થ કરી!

[1]ભાસ્વત્–ભભકદાર, ચળકતાં. કર–કિરણ, હાથ

**વિદૂષક,**—વળી પેલી પાસે એ ક્ષિતિજ ઉપર આવેલા ચંદ્રની ખુબી પણ ઓરજ દેખાય છે—જુઓ.

**(ચોપાયા છંદ.)**

અંભોધિતણા તરલિત ઉર્મિપર નર્તિત રહેલી,—
અંબરાંત પ્રતિ અંબર શૈલે શશાંક-લેખા પેલી,—
સરિતા જળમાં ક્રીડા કરતા ભૂષિત ગજપતિ શિરપર,
તે જાણે મૂકેલી શોભે મૌક્તિકમૌલિ સુંદર !

**(નેપથ્યમાં.)**

સખી સાયંકાળ થતો દેખાય છે ! કારણ કે—

**(સમુદ્ગક દોહરો.)**

હરિ કર તેજ—પ્રભાવથી, હરિમંડળ જીતેજ !
(જેમ.) હરિ કર તેજ—પ્રભાવથી હરિમંડળ જીતેજ !

**લલિતા**—(સાંભળીને), હા ! એમજ છે.

**(અયુક્પાદયમક દોહરો.)**

નીલાંબરાવતંસહરિ, ભાસ્વત્ વ્યોમવિલાસિ,
નીલાંબરાવતંસહરિ, વિચરે ત્વરિત પ્રવાસિ !

**મદનિકા,**—હા સખી ! જો.

**(ઉપજાતિવૃત.)**

નીલાંબરા ભૂષણ વ્યોમવાસી, વિશ્રામ અર્થે વળતો પ્રવાસી—
સુધાવૃષાવેં હરિ, ભાનુભાળી,—ઉત્ફુલ્લ થાચે કુમુદા રૂપાળી !

**લલિતા**—(ચંદ્રને અવલોકીને સોત્પ્રેક્ષ),—વળી,

**(રાગ ખમાચ.)**

વિષમતા સખી શી આ વાંકી ચંદ્રલેખાની !?!
કામને વસંત સખી, વિરહે કરે હાનિ ! વિષમતા૦
વિજોગણી વનિતાના તેથી તંન દાઝે છે—
દિવસે ન દાખે મુખ તેમને, તે લાજે છે !—વિષમતા૦

શતરે સરોવર શી પોયણી ખિલાવે છે !
ચકોરી પ્રસંન કરે ! સુંદરી વિલાવે છે ! વિષમતા૦

**મદનિકા,**—પણ એ ચંદ્રની એ આજ બ્હાર ખરેખરી છે !

**વસન્તવલ્લભ**—(આગળ આવી), અલી મદનિકા—

**લલિતા** અને **ચંદ્રિકા**—સખી ! મનુષ્ય— મનુષ્ય !

**મદનિકા**—(જનાંતિક),—કંઈ નહિ બ્હેનો—ધીરજ ધરો ! આપણને કંઇ તેનાથી બાધ થવાનો સંભવ નથી. આપણી પાસે એવી વિદ્યા છે કે ચાહિયે ત્યારે અંતર્ધાન થઇયે ! પણ જુઓ તો ખરાં, એ પણ રંગ !

**સુમિત્ર**—(તેમનો સંભ્રમ જોઈ—સવિનય.) પૂજ્ય દેવીઓ ! મારા ચપળ મિત્રના અતિક્રમણને માટે હું ક્ષમા માગું છઉં !

**મદનિકા**—(સુમિત્રને), કંઇ નહિ વત્સ, આનંદિત રહે અને સત્વર પ્રિય દર્શન પામ ! (વિદૂષકને) મિત્ર !—શી ઇચ્છા છે.

**વિદૂષક,**—પૂજ્ય વનદેવતા અને પ્રિય બાંધવ સુમિત્ર ! આજે અંતરિક્ષમાં દિવ્ય સમાજ ભરાયા જેવું છે. આવો તેનું ધ્યાનપૂર્વક અવલોકન કરિયે અને ઉપવનના કોઇ રમ્ય પ્રદેશમાં તે નિરખતાં બેસિયે ! કે ધ્યાનનું ફળ મોદક પણ મળેજ.

**મદનિકા,**—આર્યો ! આપણાથી પેલા રમણીય વૃક્ષ નીચે આવી રહેલા સ્ફટિકના જેવા શિલાતલ ઉપર બેઠે સારૂં અવલોકન કરી શકાશે—માટે ત્યાં ચાલો. (લલિતા અને ચંદ્રિકાને) ચાલો સખિયો ! (બધાં સુમિત્રાદિ સહવર્ત્તમાન ત્યાં જઇ બેસે છે.)

**(નેપથ્યમાં)**

**(એકાક્ષર પાદદ્વય-દોહરો.)**

લીલાળી લોલા લલા, લોલ લાલ લીલાળ
મંડિતકંજ કરંજ જુત, કુંજે ગાયે ખ્યાલ !

અહા ! એ આ ઋતુનું સૌભાગ્ય—અને દંપતીનું સ્વર્ગસુખ ! અને સખી હું વિરહવ્રત ખિન્ન !

મદનિકા,—(સ્વગત—સનિઃશ્વાસ), સખિ મદનસુંદરી! તારાં કરૂણ વચન મારા હૃદયને વીંધી આરપાર નિકળે છે !

(નેપથ્યમાં.)

સખિ ! ધારણા ધર—તેનીએ હવે સમાપ્તિ થશે ! વંદન કર આ વનદેવતાને, તે તને અનુકૂળ થાય અને તે તને તારા પ્રિયથી મેળવે !

મદનિકા,—તથાસ્તુ !!!

લલિત —(જતાંતિક ચંદ્રિકાને), અયી ચંદ્રી ! જોને આ બિચારી મદનસુંદરી શી વિરહતાપે તવાઇ ગઇ છે—તેને તારાં શિતળ કિરણથી જા શાંત કર.

ચંદ્રિકા—અહા ! હું એને શાંત કરી શકું તો કેવું સારૂં !

મદનિકા—કેમ સખી ! કંઇ એકલમએકલાંજ ગોઠ ચાલે છે ?

લલિતા—બીજું શું—જોને બિચારી મદનસુંદરીને !

મદનિકા—હવે એને સમાગમની ક્ષણ—આનંદની રાત્રિ બહુ દૂર નથી ! પણ આમ જુઓ આ સાયંકાળની શી અપૂર્વ શોભા છે !

સુમિત્ર—(આકાશ તરફ જોઇ), મિત્ર વસંતવલ્લભ જો.

(સ્રગ્ધરાવૃત.)

આકાશોત્સંગ મધ્યે દિવસમણિ તથા શર્વરીરાજ સોહે—
પૂર્વાવાચી દિશાએ અતિ ઝળહળતા માનવી મંન મોહે !
ગાંધર્વો, અપ્સરાઓ, કુસુમશરવતો વિરહિણી—વામ—વેરી,
વિભ્રાજે અંતરિક્ષે મરૂત, મધુ કંઈ મેઘમાળા રૂપેરી !!!

મદનિકા—

(સવૈયા અત્રીસા.)

બાળવસંત ! તું બંધુ સમેત, ધરા અલંકાર સજાવ રસાળા !
જેમ દિપે પ્રતિવર્ષ વનાંતર, રમ્ય શૃંગાર ઝગાર રૂપાળા.
તેમ બધા સરશુદ્ધ હો તેહ સમાન સુહાવ હવાં સુખવાળા.
કાંઇ પ્રયાસ ન ન્યૂન દિશા તુજ હો લલિતાદિક મોહ નિશાળા.

વળી, (છંદ ઇંદ્રવિજય.)

ભુમિ અંક અનંક મનોરમ તેહ શૃંગાર સજેલ વિષે રમતાં,
કરિ દે સહુ બાળ યુવાનસુ-વત્સ અખંડિત મોજ મહીં ભમતાં,
હરતાં ફરતાં તતથેઈ થેઈ નૃત રીત મહોદિત આદરતાં,
ત્રિભુવંન વિષે અહ એહરિતે સુખ લ્હેર લીલા વરતાવ હવાં !

મદનિકા—(વસંતને ઉદ્દેશીને), મારા

રાગ. (તાલ દીપચંદી.)

આનંદ ઉચ્છાહ માંહી ઝીલતાં નિહાળ—મધુ ! ઝીલતાં નિહાળ !
તાહરી ધરાવી ધરા લીલાથી આકાળ !—આનંદ૦
જગત નિયંતાતણી કૃપા કેરા પાત્ર (૨)
માનવનાં દંપતીનાં હરી મનો માત્ર.—આનંદ૦
એ આ વસુંધરા ઉપભોગના લેનાર (૨)
આનંદ ખીલતાનિરખી તેના શૃંગાર !—આનંદ૦
ભૂતધાત્રીતણાં બધાં બાળ ને ગોપાળ (૨)
રાજ અધિરાજ પ્રાણીતણાં નર—બાળ !—આનંદ૦

(નેપથ્યમાં.

અયિ પ્રફુલ્લપંકજ નયના સુરસુંદરી !

(ચુકપાદમયક—તુરગવૃત.)

કુમુદા મોદિની કામા, કુમુદા મોદિનિ કામા !
વિરહ હણે આકર્ષી, ભ્રુધનુ યોગથિ હર્ષી !

ચાલ—ચાલ આપણે નૃત્ય કરતાં અંતરિક્ષ ગમન કરિયે—અને સૃષ્ટિ સૌન્દર્ય વિલોકિયે !

સુમિત્ર—(સાંભળીને), અહો અપ્સરાઓ ! તમે તમારા મધુર નાદથી તથા તમારી લલિત પગ ચાલવણીથી સર્વ જગત્ આનંદમય કરી તથા માનવીનાં મન હર્ષથી પ્રફુલ્લિત રાખી, ઇશ્વરકૃતિ અને ગુણનું વર્ણન કરતાં મુદિત રહો.

મદનિકા—(ગાંધર્વો પ્રતિ), તમારે વનના એકાંત પ્રદેશમાં અંત-

રિક્ષ માર્ગે મધુર નાદ કાઢી પ્રાણિમાત્રને હૃષ્ટપુષ્ટ રાખવાં !

(આકાશે.)

एवमस्तु वनदेवते (એટલામાં ક્ષણવાર દિવ્યગાન થાય છે.)

(નેપથ્યે.)

આ રમ્ય વેળાએ ઉપવનશૃંગાર નિહાળવા આર્યબ્રાહ્‌સ્પત્ય ! ચાલો જઇયે !–આર્ય સુમિત્ર તથા વસંતવલ્લભ ક્યારનાએ વાટ જોતા બેઠા હશે. પણ હા ! સખી–પ્રિય વિલાસિકા ! ક્યાં છે આર્ય પુત્ર ? કે હું તેમને આમ આમંત્રણ કરૂં છું.

સખી ! ધીરી થા–એ પણ આ આવ્યા જાણ.

સુમિત્ર—(સાંભળીને.) અરે ! મિત્ર વસંતક ! આ તો આર્યા મદનસુંદરીના સ્વર લાગે છે ! તે પોતાની પ્રિય સખીને આપણે અહિં વાટ જોતા હઇશું એવું કહી, અહિં આવવા કહે છે. તે હવણાં થોડી વારમાં બંને આવશે.

વિદૂષક—આપણે તેમને ખિલાવી મજા જોવી હોય તો હું કહું તેમ કરો.

સુમિત્ર—કહો ત્યારે.

વિદૂષક—(કાન દેતાં) અરે સાંભળો–સાંભળો–ફરી સંભાષણ થાય છે. તે સાંભળી લેઇ પછી તેનો બેત કરિયે.

(નેપથ્યમાં)

સખી—ચાલ, ચાલ, આમ આર્યપુત્ર તથા મિત્ર વસંતવલ્લભ તથા વનદેવતા, મદનિકા, ચંદ્રિકા, અને લલિતા સહવર્તમાન છે ! ચાલ તેમને મળિયે અને આર્ય વસંતરાજની પ્રવૃત્તિ જાણિયે.

વારૂ—સખિ વિલાસિકા ! જેવી તારી ઇચ્છા.

સુમિત્ર—મિત્ર ! હવે આપણી પેલી યુક્તિ કહે.

વિદૂષક—આપણે એકેક વૃક્ષને ઓથે સંતાઇ રહી તે શું કહે છે તે ચિકિત્સા જોઇશું–પછી પ્રગટ થઇ, સમયોચિત સંભાષણથી ગમતમાં આમ વધારો કરીશું. [કાનમાં કંઇ કહે છે. બંને તેમ કરે છે.]

## પ્રવેશ ૫ મો.

(**મદનસુંદરી, મદનિકા, ચંદ્રિકા** તથા **લલિતા** સખીઓ સહવર્તમાન આવે છે અને **સુમિત્ર** અને **વિદૂષક** વૃક્ષને ઓથે સંતાઇને સાંભળે છે.)

**મદનસુંદરી**—સખી ચંદ્રિકા, વસંતોત્સવના આનંદકારક સમમયમાં પ્રાણ સખા સમીપ ન હોય એ કેવું શોકકારક?

**ચંદ્રિકા**—સખી, પ્રિયજનના દર્શનની આતુરતારૂપી અગ્નિથી તારી કોમળ કાયારૂપી કનકલતાને પ્રજાળવી તને ઉચિત નથી.

**મદનસુંદરી**—(નિઃશ્વાસ નાખી) પ્રાણપતિના વિયોગજનિત અસહ્ય વેદના સહન કરવા કરતાં પ્રાણપયાણ મને પ્રિયતર છે. (એમ બોલી શોકાવેશમાં મૂર્છાગત થાય છે.)

**ચંદ્રિકા**—(મદનસુંદરીની આસનાવાસના કરતાં ઉમળકાભેર) બ્હેની **મદનસુંદરી**! સાવધ થા–સાવધ થા! જો–

(ગીતિવૃત.)

માલય પવન સહાયે, કાસારસ્થ[1] કુસુમ કંપિતે કોડે–
વસંત સહવર્ત્તન્તી, રાણી ચંદા સુમુખ જુઓ જોડે!

**મદનિકા**—સખિ ચંદ્રિકા! તે ભગવાન્ મૃગલાંછનને તે પ્રેમારપદ અમી વર્ષાવતી લલનાનું રૂપ આપ્યું તે યોગ્યજ છે. વત્સે **મદનસુંદરી**–આમ નિહાળ મુગ્ધચંદ્રનું પ્રસન્નવદન, એ તને માંગળિક ફળદાતા હવે સધજ થાવ!

**વિલાસિકા**—ખરે! દેવી ચંદ્રિકાએ કહ્યું તે વાસ્તવિક છે. આ વસંતઋતુની રાતરે, જો સખી! માતા જેમ પોતાના બાળકને લાડ લડાવે–તેમ તે પણ લતામંડપમાં નવાં ઉગેલાં દુર્વાના અંકુર ચરતાં હરણાંને પોતાના તેજથી આસપાસનો પ્રદેશ તેજોમય રાખી, તથા સુધાથી ભરપૂર રાખી, મુદિત કરે છે!

**લલિતા**–વળી.

---

[1]કાસારસ્થ–કાસાર એટલે તળાવમાં રહેલાં.

(મનહર છંદ—ધ્રુવપદ ચોતાલને ઢાળે.)

વર્ષાદિક ઋતુમધ્ય મેઘજાળમાં છવાઇ
વ્યોમમાં વિલસી ચંદા—ચંદની ન ભાસતી—
તેથી તે ઋતુમાં નવપલ્લવ વસુધારૂહ—
વિટપ વિષે વસેલી ચકોરી ઊદાસિથી,—
વલ્લભ રાણીનું મુખ નવ અવલોકી, ખિન્ન
રૂદન કરતી હતી જેહ તું પ્રયાસથી,—
બલાહક ગણ દૂર થયે ચંદા વિલોક તું
વિરમ વિટપ વિષે સત્વર વિલાસથી !!!

અહો બલાહકો ! તમને નિયમ કરી આપેલો કાળ વીતી ગયો છે તેથી અંતરિક્ષ છોડી તમારે ચાતુર્માસ શેષ—શાયી રહેવું !

મદનિકા—(પવનને),—ભગવન્[1] મલયાનિલ ! નવપલ્લવ થયેલાં વૃક્ષ લતાદિકને તારા સુવાસથી પ્રફુલ્લ કરી તેઓના મઘમઘાટ લઇ યુવાન યુવતી આદિમાનવોનાં તથા અન્ય પ્રાણિયોનાં મગજ, તારે તર કરી દેવાં ! અને આ અમારી વિરહતાપમાં ઝલ્લાઇ ગયેલી અલબેલી નવેલી વેલી મદનસુંદરીને તારી શીતળ સુગંધિ લહરિથી આશ્વાસન આપવું.

વિલાસિકા—અને પ્રિય ચંદ્રિકે ! તારે અમી વર્ષાવી વનસ્પતિમાં રસ પૂરવો અને તારી જ્યોત્સ્નાથી સર્વને પ્રસન્ન રાખવાં ! અને અમારી પ્રિય સખી ઉપર પુષ્પધન્વનૂની સાથે એકત્ર થઇ અંગાર વૃષ્ટિ કરતાં વિરામ પામવું.

લલિતા—અહો પુષ્પધન્વન્ ભગવન્ કામદેવ ! તારે તારા સાથ સહિત વિચરી, મનોયામી થઇ, વિલાસાસકત પ્રાણિ સમગ્રને કરી, આસપાસની લીલાથી સર્વ આનંદિત થાય તેમ ચંદા, ઋતુરાજ, મલયાનિલ, ગાંધર્વાપ્સરાઆદિની સહાયતા લઇ સર્વદા નિભ્રાંત મ્હાલવું ! ચંદા, ઋતુરાજ આદિક મિત્રો નિર્વિઘ્ને તારા સાથમાંજ વર્ત્તશે.

સુમિત્ર—(ઝાડને ઓથે રહીને),—તારા અનુચર ગંધર્વાપ્સરાદિ

તને, તારા સાથીઓને અને પ્રાણી માત્રને પ્રસન્ન રાખશે.

**વિદૂષક**—(બીજા ઝાડના પડખામાંથી)—હં: હં: હં: હં:—તમારે સર્વને મ્હાલવાનો સમય પાસે આવ્યો છે—તેથી ટપોટપ બોલી વળો છો,—જાણે મેહેતાજી આગળ છોકરાં મુખપાઠજ કડકડાટ કરી જતાં ના હોય? ઠીક છે.

**સર્વ**—(અતિ હર્ષસહિત)—અમારો મ્હાલવાનો વખત પાસે આવ્યો છે—તોપણ પોતપોતાના કાર્યમાં તત્પર થઇ ચાલો માર્ગે લાગિયે!

**ચંદ્રિકા**—મદનિકા! ચાલ હું તો જઇશ! સખી કુમુદાને કરાલિંગન કરી—ચકોરી નયન વિકસાવી—મારે તો હજુ ચંદ્રકાંતની ભેટ લેવી છે. વત્સે મદનસુંદરી! પ્રિય સમાગમમાં આ ચંદ્રોજ્વળ રાત્રિ તને આનંદમય થાઓ.

**લલિતા**—હું પણ સિધાવીશ—ત્યારે મારે પણ કંઇ ગિરિનદી કાનનને લાલિત્ય સજાવવું બાકી રહી ગયું છે તે પરિપૂર્ણ કરૂં! મદનસુંદરી તારાથી દૂર જવું તો ગમતું નથી—પણ પરવશતા વસમી છે. સફળ થાઓ સખી તારૂં લાલિત્ય પ્રિયસમાગમે!

**વિલાસિકા**—તથાસ્તુ!

**મદનિકા**—હું પણ સખી મદનસુંદરીને સુખી જોઇ—તમને વધામણી આપવા હવણાંજ મળી જાણજો. (લલિતા અને ચંદ્રિકા નૃત્યગીત કરતાં અદર્શ થાય છે.)

**મદનસુંદરી**—(સાવધ થયેલી, આ બધાં સંભાષણ સાંભળી, વિલાતુરપણે)—અહા! શો મ્હાલવાનો અને વિલાસનો સમય તથા પ્રદેશ! આર્યપુત્ર આવેલા હોત તો મને તે બધું કેવું વિશેષ રમણીય લાગત? (મદનોત્તાપિતાવસ્થા દર્શાવતાં વીણાનાદ સાથે.)

(ગીતિવૃત.)

કુસુમિત આંબાડાળે, ભ્રમર સુશોભિ ધનુ ગુણવાન મહા!
કોકિલ—દૂત! મકરધ્વજ! મારી પ્રતિ અપહૃતેષુ[1] થાવ અહા!!!

[1]અપહૃતેષુ=અપહૃત એટલે ખેંચી લીધેલું છે ઇષુ એટલે બાણ જેણે તેવો, અર્થાત્ મારા ઉપર બાણ પ્રહાર ના કરો.

અહા શો ઉપભોગયોગ્ય વસંતસમય ! શું તેનું લાલિત્ય ! શા તેના શૃંગાર ! કેવું પ્રિયકર મદનોદ્દીપક મલયાનિલવહન ! વિરહિણી અહા ! પ્રોષિતપતિકા નાયિકાના તેજ કુમુદસમાન ધવળ અને કોમળ ગાત્રોને બાળી ખાખ કરે તેવું જો કે કુમુદસમૂહ વિકસાવી પદ્મિની શૃંગાર દીપાવે છે તો પણ—વસન્તસ્નેહી સ્વર્ગસભામાં વિકસી રહેલી ચંદ્રીનું કેવું શીતળ કિરણરૂપી શરનું વર્ષવું.

(માલિની.)

જદપિ નિશિ દિપાવે પદ્મિનીના શૃઁગાર,
કુમુદ સુવિકસાવી ચંદ્રવર્ષી અઁગાર !—
વિરહિણિ વનિતાનાં પોયણીપ્રાય ગાત્ર
ધવળ સુ કુમળાં એ—હા ! કરે ભસ્મ—માત્ર ?!!

અથવા તે કેવું તેનું વ્યથાનું ઉત્પન્ન કરવું ! (મૂર્છામાં ઢળે છે.)

**વિલાસિકા**—સખી—સખી !!! (એમ કહી પવન ઢોળી શુદ્ધિમાં આણે છે.)

**મદનસુંદરી**—(સચેત થતાં સનિશ્વાસ)—અહહહ ! અને આવા અવસરમાં મારૂં કેવું દુર્ભાગ્ય ! (બે ચાર ડગલાં ભરતી) ચાલ લગાર પેલા મનોરમ પુષ્પવૃક્ષની ફુલવાળી આગળ આવેલી ડાળીને છત્રસ્થાને કરી બેસું. (પરિક્રમણ કરતાં વૃક્ષને અવલોકી) અરે આ પુષ્પરૂપી યૌવનથી શણગરાયલી આ આંબાને ગાઢ ભેટતી વેલી પોતાના નવપલ્લવ અને કુસુમથી મત્ત થયેલા પ્રિયતમને પોતાને વિષે બેદરકાર જોઇ, તેને નમન કરતી—મારાં વસ્ત્રને તેના પરાગથી સુગંધી કરતી, મારી પાસે ભલામણ કરાવતી હોયની તેમ પાછી બીજી તરફથી તેને ભેટતી, અહા કેવી વિલક્ષણ સ્મૃતિ આપે છે !!!

(ઇંદરસભાની રાહે.)

પુષ્પ યૌવન ગુચ્છ થકી શોભતી લતા
ભેટિ આમ્રડાળ શિ રહી રમ્ય ગાઢ આ !
દયિત આ રસાળ કુસુમભાર મત્તરે !

અભિનવ મૃદુપલ્લવથી શું ન મદ ધરે ?
અહા આ અલબેલિ વેલિ સખિ નવેલિશું–
બેદરકાર દેહાધારને નમે પ્રભૂ !!
નિજપરાગથી સુવાસિત વસ્ત્ર મુજ કરી,
કાંતું કંઇ ભલામણ મુજ ચાહ્ય વલ્લરી !?

હેં શું એમ છે ? અહા તે–(એમ કહી નીરાંતે બેસી તેને સસ્પૃહ વિલોકે છે.)

**વિલાસિકા**—શું સુંદર ચિત્ર સખીએ પોતાની કલ્પનાના પત્રમાં ઉત્તમોત્તમ વર્ણથી ચિતર્યું છે.

**મદનસુંદરી**—(સસ્પૃહતાથી)–

## (ગીતિવૃત.)

અભિસારિકા લતા જ્યમ, પુષ્પયૌવને સુમત્ત સહકાર*
ચહે ભેટવા ત્યમ મમ, માનસ‡ આતુર પ્રિયતમ ભર્તાર !!!

**મદનિકા**—(સોપહાસ) સખી–આ આમ્રરાજ તો રસાતિશયે વિલાસિત પંચમ ગાયનકર્તી કોકિલાને સુમિષ્ઠ કુસુમગ્રાસ આરોગાવામાં લાગ્યો છે તે ક્યાં ગણકારે છે બિચારી આ તેને પ્રેમથી દઢ મળવાને આતુર રહેલી વેલીને ?

**મદનસુંદરી**—(પ્રેમમન્યુથી) અરે રે !

## (ગીતિવૃત.)

વિટપ કરે વિશ્રાંતા, કોકિલકાંતા સંગે સહકાર;
અવગણના આ કરતો, ત્યમ મમ પ્રિયતમ સુણે ન ધ્વનિ સાર !!!

**વિલાસિકા**—(સચિંત) દેવી તમે વળી કાં એન ઘેલાં કઢાવો છો ?

**મદનસુંદરી**—(ઉન્મત્ત દશામાં) અહા નિર્દય–નિર્દય–પ્રિય તેં અંતે એમજ કર્યું ? (એમ કહી મૂર્છા પામે છે. મદનિકા તથા વિલાસિકા તેને શુદ્ધિમાં લાવવા પ્રયત્ન કરે છે–પાછળથી વિદૂષક આવી તે વૃક્ષની

---

* સહકાર એટલે આંબા. ‡ માનસ એટલે મન.

ડાળે પોતે ગુંથેલો હાર અને વેણી લટકાવે છે)

વિદૂષક—(સચિંત) અહા આર્યા મદનસુંદરીની આવી કરૂણાવસ્થા ! આર્ય વસન્તરાજ પણ કેવો ક્રૂર !

વિલાસિકા—સખી સાવધ થા–સાવધ થા !

સુમિત્ર—(જનાંતિક) મિત્ર વસંતરાજ ! આપણે હવણાં પ્રગટ થઇશું કે–પ્રિય વિલાસિકા તથા મદનિકાને તેમની સખીને શુદ્ધિમાં લાવવા કંઇ સહાય કરિયે ?

વિદૂષક—હજુ સમય નથી. આપણા છતા થવાથી તેઓ વધારે અમુઝાશે !

મદનિકા—મદનસુંદરી–પ્રિય મદનસુંદરી ! સાવધ થા–સાવધ ! જો આ શું છે !

મદનસુંદરી—કોણ પ્રિય વસંતરાજ (એમ બોલતી કંઇક શુદ્ધિમાં આવે છે અને વૃક્ષ તથા તેના તરફ વિશેષ સ્પૃહાથી અવલોકે છે–ત્યાં વેણી જોઇ) અહા ! અહિં આ સુંદર વેણી કયાંથી ? શું મને તે પ્રસન્ન થઈ કોઇ વનદેવતાએ અર્પણ કરવા અહિં મુકી હશે ? લાવ લેઉં (હાથમાં લેઇ નામાક્ષર વાંચી સહર્ષ) "વસંતરાજ ભલે પધાર્યા" હેં શું ખરી વાત ? કયાં છે સખી–પ્રિય ? કાં તું તેને સંતાડી રાખે છે ! (એટલામાં વિટ આનંદભેર સત્વર પ્રવેશ કરે છે.)

વિટ—(સોત્સાહાનંદ) દેવી–વધામણી–વધામણી ! આર્યા–વધામણી ! આર્ય વસન્તવલ્લભ અને સુમિત્ર વધામણી !!! આર્ય વસંતરાજ પધાર્યા !

મદનસુંદરી—(સોત્કંઠ ઉઠીને) કયાં છે મારા પ્રાણનાથ !

વિટ—બાઇ સાહેબ ! શાંત થાઓ ! હવણાંજ પોતે પધાર્યા અને આપના મદનસુંદરી કુંજમાં આપની સર્વની વાટ જોતા વિરાજે છે !

મદનિકા—લે સખી–ત્યારે મિત્ર વિદૂષકે ગુંથેલી આ વેણી તું ધારણ કર અને આ હાર પણ–તેમાં તારૂં મદનસુંદરી અભિધાન વિવિધ રંગના પુષ્પથી વસંતવલ્લભે ચિત્ર્યું છે–તે તું તારા પ્રિયને કંઠે આરોપજે !

વસન્તવલ્લભ—અને ભાભી સાહેબ, આ ગજરા પણ ફુલના આપ ધારણ કરો, તથા આર્યા વિલાસિકાને ધરાવો—અને આ હાર સુમિત્ર આવ્યા તેમને કંઠે આરોપું છઉં! (એમ કહી બંને આગળ આવે છે.)

મદનિકા—મદનસુંદરી—લે આ સૌભાગ્યદ્રવ્ય હું મારી પ્રસાદી દાખલ આપું છું! બોલ બાપુ! હવે હું તારૂં શું વિશેષ પ્રિય કરૂં?

વિદૂષક—બીજી બધી વાત તો પછી—પણ મને આજ ભવિષ્યવાદિના ચક્રવર્તિપદે અભિષેક કરો! આર્યે વસન્તરાજના આગમનનો પ્રથમ સંકલ્પ તે મારો પોતાનોજ! અને વિલાસિકાભાભીએ તો આજ અમને શ્રીખંડાદિક પદાર્થ નૈવેદ્ય કરાવવા જોઇશે.

વિલાસિકા— } એતો શું પણ તમારા મોંના માગ્યા પ્રસાદ તમને
મદનસુંદરી— } આરોગાવવામાં શો વિલંબ છે, મારા લાડીલા દીયરજી!

મદનિકા—મદનસુંદરી તારો અપૂર્વ પ્રેમ જોઇ મને બહુજ આનંદ થાય છે. તું તારા પ્રતાપનાથના અખંડ પ્રેમસુખમાં નિરંતર રહે એ મારી આશિષ છે. અને વિલાસિકા સમાન સખી, સુમિત્ર અને વસન્તવલ્લભ તુલ્ય ભર્તૃ-મિત્ર સહવાસમાં નિરંતર તમો દંપતી આનંદમાં દિન નિર્ગમન કરો! આથી વિશેષ કયું સ્વર્ગ? કયું સૌભાગ્ય? અમારાં દિવ્યજનનું સુખ પણ આની આગળ કંઇ નથી. સુધાસ્વાદન ખરૂં તો જોઇએ તો પ્રીતિરસનો અનુભવજ. તે તમને અખંડિત હો! તથાપિ બોલો તમારૂં વિશેષ શું પ્રિય કરૂં?

મદનસુંદરી—દેવી! પ્રાણનાથનો આજ તમારા પ્રસાદાશિર્વાદે યોગ થશે તેથી તે શું વિશેષ જોઇએ? હું તો સર્વસ્વ પામી ચુકી.

સુમિત્ર—તથાપિ આ ભરતવાકય સાર્થક અને સફળ થાઓ!

(રાગ કાલિંગડો.)

વહો પ્રીતિઝરણ રસ-દાતા! લહોરે હો આર્યદંપતી સુખ-શાતા!!! વહો૦

મિત્રપ્રસંગ તરંગ સુરંગે, નિત્ય રહોરે વિલસાતા! વહો૦

આંગ્લસ્નેહ સ્વદેશના પ્રેમથી, થાવ ભારત પ્રખ્યાતા! વહો૦

(બધાં નૃત્ય તથા ગાયન કરતાં જાય છે.)

---

ઇતિ વસંતવિલાસિકા.